# ઈશુ ખ્રિસ્ત

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# ઈશુ ખ્રિસ્ત

કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# આ પુસ્તક

લગભગ ૧૬-૧૭ વર્ષ પર નવજીવનની અવતાર-લીલા લેખમાળાના એક ભાગ રૂપે આ નામનું મારું પુસ્તક બહાર પડયું હતું. એ પુસ્તકને લગભગ આખું નવેસરથી લખી તથા તેમાં વધારો કરી આ તૈયાર કર્યું છે. નવા ઉમેરામાં ઈશુનાં પ્રવચનો, રૂપકો અને સુભાષિતો મુખ્યત્વે છે. કેટલીક નોંધો પણ છે. અને છેવટની સમાલોચના.

ચરિત્રની હકીકતોની બાબતમાં બાઈબલનાં મેથ્યુ, માર્ક, લૂક અને જોનનાં પુસ્તકો જ મારો આધાર છે. તે પૈકી કોઈ એકમાંથી જ મેં હકીકતો લીધી નથી, પણ બધામાંથી તારવી છે.

પહેલી આવૃત્તિ છપાયા પછી મને કેટલાક ગુજરાતી ખ્રિસ્તીઓ તરફથી ટીકારૂપે બે ત્રણ પત્રો મળ્યા હતા. ચમત્કારો વિષે ગૌણપણે ઉલ્લેખ અને ઈશુના કબરમાંથી ઊઠવા વિષે મૌન માટે તેમને તે પુસ્તક નાપસંદ પડયું હતું. એ બન્ને બાબતમાં મારા વિચારો સ્પષ્ટપણે પુસ્તકમાં રજૂ કર્યા છે. હું દિલગીર છું કે એથી કદાચ પંથશ્રદ્ધાળુ ખ્રિસ્તીઓને સંતોષ નહિ થાય. પણ તેમાં મારો ઇલાજ નથી. મને જે સત્ય લાગે તે જ માંડવાની મારી ફરજ છે. તેને માંડવામાં મેં મારી શક્તિ અને દૃષ્ટિ પ્રમાણે અત્યન્ત કાળજી તો લીધી જ છે, છતાં તેથી કોઈની શુભ શ્રદ્ધાઓનું એવી રીતે ખંડન ન થાઓ, કે જેથી એક નજીવી શુભ વસ્તુમાં પણ એને નાસ્તિકભાવ

ઉત્પન્ન થાય. કોઈનો અધોગતિ કરનારો બુદ્ધિભેદ ન થાઓ. જે માર્ગે પોતાનું અત્યન્ત કલ્યાણ મનાયું હોય તે માર્ગને, બુદ્ધિપૂર્વક વિશેષ સારો માર્ગ દેખાયા વિના, છોડવાની પ્રવૃત્તિ ન થાઓ. એવું એક પણ વાક્ય આ દોષો ઉત્પન્ન કરે એવું છે એમ જેને લાગે તે જો કૃપા કરી મને જણાવશે, તો હું એનો વિચાર કર્યાં વિના નહિ રહું.

આટલો દોષ થયા વિના કોઈની અંધશ્રદ્ધાને ધક્કો પહોંચે, અને એના દષ્ટિબિન્દુને નવું વળણ મળે એ ઇષ્ટાપત્તિ જ છે. આપત્તિ એટલા માટે કહું છું કે એક ભાવનામાંથી બીજી ઉચ્ચતર ભાવનામાં પહોંચવાનો માર્ગ અત્યન્ત કષ્ટ ભોગવાવનારો છે. બુદ્ધિને એક નવી વસ્તુ સત્ય તરીકે સમજાય, અને તેમાં મન, વાણી અને શરીરથી નિષ્ઠા થાય, એ બેની વચ્ચે લાંબો કાળ જાય છે. અને એ કાળ જૂના સંસ્કારો અને નવીન સંસ્કારો વચ્ચેના ઝગડા લડવામાં વીતે છે. એ લડાઈનું દુઃખ તીવ્ર હોય છે. પણ એ દુઃખ ભોગવ્યા વિના છૂટકો જ થતો નથી. પ્રસૂતિની પીડા જાણ્યા વિના બાળકનું મુખ માતા જોઈ શકતી જ નથી; જેટલું પૂર્વારોગ્ય સારું એટલી એ પીડા ઓછી એટલું જ. તેમ કોઈનો ઝઘડો દીર્ઘ કાળ ચાલે, કોઈને ટૂંકો સમય. પણ ઝઘડો લીધે જ છૂટકો. ઉન્નતિની તીવ્ર ઇચ્છા રાખનાર પુરુષને એ યુદ્ધ માટે આવશ્યક ધૈર્ય મળી રહે છે, એ જ મનુષ્યને મળેલી શુભ સામગ્રી છે. એ વેદના કરાવવામાં હું નિમિત્તભૂત થાઉં તેનુંયે મને દુઃખ લાગે છે; પણ એ વિષે નિરુપાય છું. એ દુઃખને તીવ્રપણે અનુભવી ગયેલાનો એની સાથે સમભાવ રહેલો છે એટલું જ એને હું આશ્વાસન આપી શકું.

જો ખ્રિસ્તીભાઈઓ આવા વિશ્વાસપૂર્વક આ પુસ્તક વાંચશે તો તેમનેયે આ પુસ્તક ઉપયોગી જ માલૂમ પડશે, અને ધર્માન્તર કરાવવાની ભાંજગડમાં પડ્યા વિના ખ્રિસ્તીધર્મની વિશેષતાનો જગતને લાભ આપી શકશે. તેઓ પોતે પાંથિક શ્રદ્ધાની સંકુચિતતામાંથી નીકળી જશે, અને છતાં સાચા અર્થમાં ખ્રિસ્તી ધર્મતત્ત્વને રાખી શકશે. તેમને માટે હિંદુધર્મની જ્ઞાનદૃષ્ટિની એટલી જ જરૂર છે, જેટલી હિંદુઓને ખ્રિસ્તીધર્મની માનવસેવા દ્વારા ઈશ્વરોપાસનાની. પણ એની હવે અહીં વધારે ચર્ચા કરવાની જરૂર નથી.

બાઈબલમાં આવતાં યહૂદી નામોના શુદ્ધ ઉચ્ચારો મેં એક યહૂદી સજ્જન ડૉ. એબ્રાહામ પાસેથી જાણ્યા છે. પણ અંગ્રેજી ઉચ્ચારોથી પરિચિત વાચકોને માટે છેવટે શબ્દસૂચિ આપી છે. આ ઉપરાંત બંગલૂરમાં રહેતા મારા એક મિત્ર શ્રી. રાલ્ફ રિચર્ડ કૈથાન તરફથી કેટલીક માહિતી મેળવી છે. એ બન્ને સજ્જનોનો આભાર માનું છું.

વર્ધા, ૧૯૪૧ **કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# પ્રસ્તાવના

આ નાનકડી પુસ્તકમાળામાં કેટલાક અવતારી પુરુષોનો ટૂંકો જીવનપરિચય કરાવવા ધાર્યું છે. આ પરિચય કરાવવામાં જે દૃષ્ટિબિન્દુ ધ્યાનમાં રાખ્યું છે એ વિષે બે શબ્દ લખવા આવશ્યક છે.

અવતારી પુરુષ એટલે શું? હિન્દુઓ માને છે કે, જ્યારે પૃથ્વી પરથી ધર્મનો લોપ થાય છે, અધર્મ વધી પડે છે, અસુરોના ઉપદ્રવથી સમાજ પીડાય છે, સંતતાનો તિરસ્કાર થાય છે, નિર્બળનું રક્ષણ થતું નથી, ત્યારે પરમાત્માના અવતારો પ્રકટ થાય છે. પણ અવતારો કેવી રીતે પ્રકટ થાય છે, એ પ્રકટ થાય ત્યારે એમને કેવે લક્ષણે ઓળખવા, અને એમને ઓળખીને અથવા એમની ભક્તિ કરીને આપણા જીવનમાં કેવા ફેરફાર કરવા, એ જાણવું જરૂરનું છે.

સર્વત્ર એક પરમાત્માની શક્તિ – સત્તા – જ કાર્ય કરી રહી છે. મારામાં – તમારામાં – સર્વેમાં એક જ પ્રભુ વ્યાપી રહ્યો છે. એની જ શક્તિથી સર્વેનું હલન–ચલન–વલણ છે. રામ, કૃષ્ણ, બુદ્ધ, ઈશુ વગેરેમાં પણ એ જ પરમાત્માની શક્તિ હતી. ત્યારે આપણામાં અને રામ-કૃષ્ણાદિકમાં શો ફેર? એ પણ મારા તમારા જેવા જ મનુષ્ય દેખાતા હતા; એમને પણ મારી તમારી માફક દુઃખો વેઠવાં પડયાં હતાં અને પુરુષાર્થ કરવો પડયો હતો; છતાં આપણે એમને અવતાર

શા માટે કહીએ છીએ? હજારો વર્ષ વીતી ગયાં છતાં શું કામ આપણે એમને પૂજીએ છીએ?

'આત્મા સત્યકામ–સત્યસંકલ્પ છે,' એવું વેદવચન છે. જે આપણે ધારીએ, ઇચ્છીએ, તે પ્રાપ્ત કરી શકીએ એવો એનો અર્થ થાય છે. જે શક્તિને લીધે આપણી કામનાઓ સિદ્ધ થાય છે એને જ આપણે પરમેશ્વર – પરમાત્મા – બ્રહ્મ કહીએ છીએ. જાણેઅજાણે પણ એ જ પરમાત્માની શક્તિનું આલંબન–શરણુ–લઈ આપણે જે સ્થિતિમાં આજે છીએ તે સ્થિતિ પ્રાપ્ત કરી છે; અને ભવિષ્યમાં જે સ્થિતિ પ્રાપ્ત કરીશું તે પણ એ જ શક્તિનું આલંબન લઈને કરીશું. રામ–કૃષ્ણે પણ એ જ શક્તિનું આલંબન લઈ સર્વેશ્વરપદ – અવતારપદ– પ્રાપ્ત કર્યું હતું; હવે પછી જે અવતારો થશે તે પણ એ જ શક્તિનું આલંબન લઈને. આપણામાં અને એમનામાં ફરક એટલો કે આપણે મૂઢપણે–અજાણપણે એ શક્તિનો ઉપયોગ કરીએ છીએ; એમણે બુદ્ધિપૂર્વક — શક્તિને પૂર્ણપણે ઓળખીને — એનું અવલંબન લીધેલું.

બીજો ફરક એ કે, આપણે આપણી ક્ષુદ્ર વાસનાઓને તૃપ્ત કરવા પ્રભુનો ઉપયોગ કરીએ છીએ. અવતારી પુરુષની આકાંક્ષાઓ, એમના આશયો મહાન અને ઉદાર હોય છે; એને જ માટે એ આત્મબળનો આશ્રય લે છે.

ત્રીજો ફરક એ કે, સામાન્ય જનસમાજ મહાપુરુષોનાં વચનોને અનુસરનારો અને એમના આશ્રયથી તથા એમના ઉપરની શ્રદ્ધાથી પોતાનો ઉદ્ધાર માનનારો હોય છે. જૂનાં શાસ્ત્રો એ જ એમનો આધાર હોય છે. અવતારી પુરુષો કેવળ શાસ્ત્રોને અનુસરનારા નથી હોતા; એ શાસ્ત્રોના રચનારા

અને ફેરવનારા પણ થાય છે. એમનાં વચનો એ જ શાસ્ત્રો થાય છે અને એમનાં આચરણો એ જ અન્યને દીવાદાંડીરૂપ થાય છે. એમણે પરમતત્ત્વ જાણી લીધું છે. એમણે પોતાનું અન્તઃકરણ શુદ્ધ કર્યું છે. એવા સજ્ઞાન, સવિવેક અને શુદ્ધ ચિત્તને જે વિચાર સૂઝે, જે આચરણયોગ્ય લાગે તે જ સચ્છાસ્ત્ર, તે જ સદ્ધર્મ. કોઈ પણ, બીજાં શાસ્ત્રો એમને બાંધી શકતાં નથી કે એમના નિર્ણયમાં ફરક પાડી શકતાં નથી.

આપણે આપણા આશયોને ઉદાર બનાવીએ, આપણી આકાંક્ષાઓને ઉચ્ચ બાંધીએ અને પ્રભુની શક્તિનું જ્ઞાનપૂર્વક અવલંબન લઈએ તો પ્રભુ આપણામાંયે અવતારરૂપે પ્રકટ થવા મહેર કરે. વીજળીની શક્તિ ઘરમાં ગોઠવાયેલી છે; એનો ઉપયોગ આપણે એક ક્ષુદ્ર ઘંટડી વગાડવામાં કરી શકીએ, તેમ જ તે વડે દીવાની પંક્તિથી આખા ઘરને શણગારી શકીએ. તે જ પ્રમાણે પ્રભુ આપણા પ્રત્યેકના હૃદયમાં વિરાજી રહ્યો છે; એની સત્તા વડે આપણે એક ક્ષુદ્ર વાસનાની તૃપ્તિ કરી શકીએ, અથવા મહાન અને ચારિત્રવાન થઈ સંસારને તરી જઈએ અને બીજાને તારવામાં મદદગાર થઈએ.

અવતારોએ પોતાની રગેરગમાં અનુભવાતા પરમાત્માના બળથી પવિત્ર થવા, પરાક્રમી થવા, પરદુઃખભંજન થવા ચાહ્યું. એમણે એ બળ વડે સુખદુઃખથી પર, કરુણહૃદયી, વૈરાગ્યવાન, જ્ઞાનવાન અને પ્રાણીમાત્રના મિત્ર થવા ઇચ્છ્યું. સ્વાર્થના ત્યાગથી, ઇંદ્રિયોના જયથી, મનના સંયમથી, ચિત્તની પવિત્રતાથી, કરુણાની અતિશયતાથી, પ્રાણીમાત્ર તરફના અત્યંત પ્રેમથી, બીજાનાં દુઃખોનો નાશ કરવા પોતાની સર્વ શક્તિ

અર્પણ કરવા માટેની નિરંતર તત્પરતાથી, પોતાની અત્યંત કર્તવ્યપરાયણતાથી, નિષ્કામતાથી, અનાસક્તિથી અને નિરહંકારીપણાથી, ગુરુજનોને સેવી તેમના કૃપાપાત્ર થવાથી એ અવતારો ગણાયા, મનુષ્યમાત્રને પૂજનીય થયા.

આપણે ધારીએ તો આપણે પણ એવા પવિત્ર થઈ શકીએ, એવા કર્તવ્યપરાયણ થઈ શકીએ, એટલી કરુણાવૃત્તિ કેળવી શકીએ, એવા નિષ્કામ, અનાસક્ત અને નિરહંકારી થઈ શકીએ. એવા થવાનો આપણો નિરન્તર પ્રયત્ન રહે એ જ અવતારોની ભક્તિ કરવાનો હેતુ. જેટલે અંશે આપણે એમના જેવા થઈએ તેટલે અંશે જ આપણે એમનું અક્ષરધામ મેળવ્યું કહેવાય. જો આપણો એમના જેવા થવા પ્રયત્ન ન હોય તો આપણે કરેલું એમનું નામસ્મરણ પણ વૃથા છે, અને એ નામસ્મરણથી એમની સમીપ જવાની આશા રાખવી પણ વૃથા છે.

ત્યારે આપણે પરમેશ્વરની ઉપાસના કેવી રીતે કરવી? આપણા જન્મથી આપણો પહેલો સંબંધ માતા જોડે થાય છે, બીજો પિતા સાથે છે, ત્રીજો બંધુઓ જોડે છે, ચોથો ગુરુ સાથે થાય છે અને પાંચમો મિત્રનો છે. આપણે વિવાહિત હોઈએ તો આપણો સંબંધ પત્ની જોડે થાય અને કુટુમ્બી હોઈએ તો બાળકો સાથે પણ બંધાય. પછી તે જ પ્રમાણે પડોશી તથા સમાજ અને પ્રાણીઓ સાથે થાય છે.

તે માટે આપણે પ્રથમ પ્રભુનું માતાપિતા તરીકે ધ્યાન ધરીએ અને સાથે સાથે આપણાં પ્રત્યક્ષ માતાપિતાની એકચિત્તે સેવા કરીએ તો આપણામાં આદર્શ પુત્રના ગુણો ઊતરે અને સાથે સાથે આદર્શ માતાપિતાના ગુણોનું ધ્યાન થઈ જાય. જે

૨૨૬૯૫

ગુણોનું ધ્યાન થાય તે ગુણો પણ આપણામાં ઊતરે જ, એટલે માતાપિતાનો વાત્સલ્યગુણ આપણામાં આવતો જ રહે.

આપણે પ્રભુનું બંધુ તરીકે ધ્યાન ધરીએ અને બંધુનીયે સેવા કરીએ, તો આપણે લક્ષ્મણ અને ભરતની બંધુભક્તિ પ્રાપ્ત કરીએ અને રામનો બંધુપ્રેમ સહજ આવી જાય.

એ જ પ્રમાણે પ્રભુની મિત્ર, ગુરુ વગેરે તરીકે, તથા પ્રાણીમાત્રના રૂપમાં ઉપાસના કરવી ઘટે, અને એ ઉપાસના પ્રત્યક્ષ મિત્ર, ગુરુ ઇત્યાદિકમાં ઉતારવી ઘટે.

પત્ની પરની આપણી પવિત્ર દૃષ્ટિ તો મિત્ર તરીકે જ હોય, એટલે મિત્રભાવનાને વધારવી એ જ પત્નીવ્રત ગણાય. પુત્રભાવનાનો વિસ્તાર શિષ્યમાં થાય, બંધુભાવનાનો મનુષ્યમાત્રમાં, માતાપિતાનો વડીલો પ્રત્યે. આપણી પરમેશ્વર પ્રત્યેની ભાવના પ્રત્યક્ષ મનુષ્યમાં ન ઊતરે તો એ ભક્તિ જડ જ છે.

એક જ ચેતવણી આ ઉપાસનાવિધિમાં આપવી ઘટે છે. રામ-કૃષ્ણ જેવા થવું એટલે રામ-કૃષ્ણની કીર્તિના ઇર્ષ્યાળુ થવું એમ નહિ. આપણા ઉપર કોઈ વાલ્મીકિ કે વ્યાસ કાવ્ય કરે, આપણી મૂર્તિઓ ઘેર ઘેર પૂજાય, આપણા નામના સંપ્રદાયો ચાલે, આપણી જય બોલાતી રહે, એવી જો આપણે આકાંક્ષા ધરી તો રામ-કૃષ્ણ જેવા કદી થવાશે નહિ.

આ જીવનપરિચય વાંચી, વાંચનાર અવતારોને પૂજતા થાય એટલું બસ નથી. એ અવતારોને પારખવા શક્તિમાન થાય અને અવતારો જેવા થવા પ્રયત્નશીલ થાય તો જ આ પુસ્તક વાંચવાનો શ્રમ સફળ થયો ગણાશે.

છેવટમાં એક વાક્ય લખવું ઘટે છે. આમાં જે કાંઈ નવું છે તે વિચારો મને પ્રથમ સૂઝ્યા છે એમ નથી કહો

શકતો. મારા જીવનના ધ્યેયમાં તથા ઉપાસનાના દૃષ્ટિબિંદુમાં પરિવર્તન કરી નાખનાર, મને અંધારામાંથી અજવાળામાં લઈ જનારા મારા પૂજ્યપાદ ગુરુદેવ જ મારે નામે બોલે છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. છતાં એમાં જે ખામી હોય તે મારા જ વિચાર અને ગ્રહણશક્તિની સમજવી.

# અનુક્રમણિકા

## ખંડ ૧લો

### જીવન

## ખંડ ૨જો

## ઈશુની વાણી

## ખંડ ૩જો

## સમાલોચના


પેલેસ્ટાઈન
(ઇશુના સમયમાં)
માઈલનું પ્રમાણ
યર્દન નદી
ઇટુરિયા
કેપરનાઉમ
ગેલિલી
નઝરેત
ગેલિલીનો સમુદ્ર
દશનગર
સમારિયા
ગેરિઝિમ પર્વત
પિરીયા
યહુદિયા
યરુશાલેમ
બેથલેહેમ
મંદિર
યરુશાલેમ

# ૧

# યહૂદીઓ

એશિયાના છેક પશ્ચિમ ખૂણામાં પૂર્વાંશ લગભગ ૩૪° અને ૩૬·૫° તથા ઉત્તરાંશ ૩૦·૫° અને ૩૩·૨૫°ની વચ્ચે પૅલેસ્ટાઈન અથવા પૅલેસ્ટિના નામનો એક પ્રદેશ છે. એ અરબસ્તાનના વાયવ્ય ખૂણામાં આવેલા સીરિયા નામે પ્રાંતનો ભાગ છે. ૧૯૧૪–૧૮ની લડાઈ પહેલાં તે તુર્કસ્તાનની હકૂમત તળે હતો. લડાઈને અંતે થયેલી સુલેહની શરતોથી તેની રાજ્યવ્યવસ્થા કરવાનો અધિકાર અંગ્રેજોના હાથમાં આવ્યો. તેના પર કોની હકૂમત રાખવી તે ખિલાફતની ચળવળનો એક વિષય હતો. હાલમાંયે કેટલાંક વર્ષથી અરબો અને યહૂદીઓ વચ્ચે એની ઉપર રાજકીય સત્તા કોની અને કેટલી રહે તે બાબત તીવ્ર કલહ ચાલી રહ્યો છે. આ પ્રદેશની લંબાઈ ઉત્તરદક્ષિણ ૧૪૦ માઈલ અને પૂર્વપશ્ચિમ સરેરાશ ૮૦ માઈલ છે. એનું ક્ષેત્રફળ આશરે ૧૧,૦૦૦ ચોરસમાઈલ હશે. એની ચતુઃસીમા પર ઉત્તરે લેબાનોનનો ઘાટ, પૂર્વે અરબસ્તાનના રણનો ભાગ, દક્ષિણે સિનાઈનો દ્વીપકલ્પ અને પશ્ચિમે ભૂમધ્ય સમુદ્ર આવેલા છે. પૅલેસ્ટાઈનની વચ્ચોવચ થઈને યાર્દેન નામે એક નદી ઉત્તરથી દક્ષિણ તરફ વહે છે. માર્ગમાં તે ગેલિલી અથવા ગેન્નેસેરેતના

પૅલેસ્ટાઈનની ભૂગોળ

સરોવરમાં પડે છે, અને બીજી બાજુથી તેમાંથી પાછી નીકળી મૃતસર (ડેડ સી)ને જઈ મળે છે. મૃતસર સમુદ્ર જેવું એક વિશાળ સરોવર છે. તેનું પાણી એટલું બધું ખારું છે કે તેમાં માછલાં પણ જીવી શકતાં નથી. તેથી જ એનું નામ મૃતસર પડ્યું છે. એમાં ક્ષારનું પ્રમાણ ઘણું હોવાથી આપણા શરીર કરતાં તેનું પાણી એટલું બધું ભારે છે કે માણસને તરતાં ન આવડતું હોય તોયે તે તેમાં સહેજે ડૂબી શકે નહિ.

મોટે ભાગે પૅલેસ્ટાઈન પહાડી પ્રદેશ છે. એની આબો-હવા વિવિધ પ્રકારની છે. કોઈ ઠેકાણે અતિશય તાપ અને કોઈ ઠેકાણે બહુ જ ટાઢ પડે છે. એકંદરે હવામાં ભેજ વધારે હોય છે, કારણ કે વરસાદ લગભગ ભાદરવાથી ચૈત્ર સુધી એટલે આઠ મહિના પડે છે. બાકીના ચાર મહિના ઉનાળો હોય છે.

યાર્દન નદીને લીધે પ્રદેશના પૂર્વ અને પશ્ચિમ એવા બે વિભાગ પડી જાય છે. આશરે બે હજાર વર્ષ ઉપર એમાં પાંચ તાલુકા હતા. બે પૂર્વે અને ત્રણ પશ્ચિમે. પૂર્વમાં પીરિયા તથા દશનગર (ડેકાપોલીસ) અને ઇટૂરિયાનો સંયુક્ત તાલુકો, અને પશ્ચિમમાં યહૂદિયા, સમારિયા અને ગૅલિલી. તે વખતે તે રોમના સામ્રાજ્યનો એક ભાગ હતો. તેમાં મુખ્યત્વે યહૂદી લોકોની વસ્તી હતી. એની રાજધાની યરુશાલેમમાં હતી. જેમ હિંદુઓને કાશી, મુસલમાનોને મક્કા, તેમ યહૂદીઓને યરુશાલેમ. ત્યાં તેમનું મોટામાં મોટું અને જૂનામાં જૂનું મંદિર હતું. આ શહેર યહૂદિયા તાલુકામાં આવેલું હતું, અને તે તાલુકામાં જ ઊંચી જાતના યહૂદીઓની — અથવા તેમની ખાસ — વસ્તી હતી.

યહૂદી પ્રજા પૃથ્વીતળની જૂની પ્રજાઓમાંની એક છે. શરીરરચનાની દૃષ્ટિએ તેઓ અરબોની જેમ સેમેટિક જાતિના ગણાય છે. એક કાળે તેઓ બહુ સમૃદ્ધ હતા. તેમની રાજકીય અને સામાજિક રચના વ્યવસ્થિત અને બહોળી હતી. તેમનું રાજ્ય મિસર (ઇજિપ્ત), અરબસ્તાન અને ઈરાન સુધી પહોંચેલું હતું. દાવીદ (દાઉદ) અને શલોમો (સુલેમાન) જેવા રાજાઓનાં શાસન અને નીતિ, તથા મોશે (મૂસા) વગેરે સ્મૃતિકારોના ધાર્મિક તથા સામાજિક નિયમોને માત્ર યહૂદી લોકોએ જ નહિ, પણ આજુ-બાજુની અન્ય પ્રજાઓએ પણ પ્રમાણરૂપ માન્યાં હતાં. ખ્રિસ્તી પ્રજાઓ ઉપર પણ તેમની સારી પેઠે છાપ રહેલી છે.

યહૂદીઓની પ્રાચીનતા

પણ વિક્રમ સંવતની શરૂઆતના કાળમાં આ પ્રજા છેક પડતીની હાલતમાં આવી ગઈ હતી. તેમનો એક રાજા હતો ખરો. પણ તેની સત્તા આપણા દેશી રાજાઓના જેવી હતી. એટલે કે, પોતાની પ્રજા ઉપર જુલમ કરવાની અને રોમના સૂબાઓની ગુલામગીરી કરવાની તેમને છૂટ હતી. વિક્રમ સંવતના પ્રારંભકાળે તો તે રાજા યહૂદીયે નહોતો. યહૂદી કન્યા સાથે પરણેલો હતો, તેટલો જ તેનો યહૂદીઓથી સંબંધ હતો. તેને રોમના સમ્રાટને નજરાણું મોકલવું પડતું, અને તેની પ્રજાને સામ્રાજ્ય માટે કર ભરવા પડતા. ભારે શિક્ષા કરવાનો તેને અધિકાર નહોતો.

પડતી

યહૂદીઓનો ધર્મ મૂસા વગેરે કેટલાક મહાપુરુષોની સ્મૃતિઓને આધારે રચાયેલો છે. તેમનામાં બે મુખ્ય ધાર્મિક સંપ્રદાયો હતાઃ ફૅરિસીઓનો અને સૅડચૂસીઓનો. ફૅરિસીઓ બહુ કર્મકાણ્ડી હતા. વિધિ પ્રમાણે યજ્ઞો, વ્રતો અને ઉત્સવોની ક્રિયાઓ કરવામાં અને જ્ઞાતિભેદો સાચવવામાં તેમનો ધર્મ સમાઈ ગયો હતો. પોતાના જૂના રીતરિવાજોમાં જરાયે ફરક ન પડવા દેવાની તે બહુ કાળજી રાખતા. યુનાની (ગ્રીક), રૂમી (રોમન) વગેરે લોકો તેમની દૃષ્ટિએ મ્લેચ્છ જેવા હતા. તેઓના રીતરિવાજોનો બહિષ્કાર કરવામાં તેઓ બહુ સાવધાન રહેતા. સમય પ્રમાણે ફેરફારને તેમના સંસ્કારોમાં સ્થાન નહોતું.

**यहूदी धर्मपंथो**

સૅડચૂસી લોક 'સુધારાવાળા' હતા. તેમણે પોતાના જૂના રીતરિવાજ ઘણે અંશે છોડી દીધા હતા. તેઓ સાંસારિક ઉન્નતિની વિશેષ ચિંતા કરતા, અને રાજ્યની નોકરીઓ, વેપાર વગેરેમાં આગળ પડતો ભાગ લેતા. જ્ઞાતિબંધનોને ઢીલાં કરવામાંયે તેમની આગેવાની હતી.

આમ ફૅરિસીઓ પૂજાપાઠમાં મશગૂલ હતા, અને સૅડચૂસીઓ પૈસા પાછળ પડેલા હતા. ફૅરિસીઓમાં શુદ્ધ વર્તન પર કાંઈક લક્ષ હતું, પણ વિચારનું અને કર્તૃત્વનું બળ ઓછું હતું, તથા અંધશ્રદ્ધા અને અસહિષ્ણુતા ઘણાં હતાં. પરિણામે ઝનૂની પણ હતા. સૅડચૂસીઓમાં વિચાર પર જોર હતું ખરું, પણ એમને પરદેશી તેટલું સારું લાગતું. પૂરેપૂરા યુનાની કે રૂમી થવા તરફ તેમનું વળણ હતું.

ઉપર કહ્યું કે યહૂદીઓનું મુખ્ય મંદિર યરુશાલેમમાં હતું. એ મંદિરમાં બલિદાન ચડાવવાનો અધિકાર એક ખાસ પૂજારીવર્ગનો હતો. ગામેગામ નાનાં મંદિરો (સિનેગોગ) પણ રહેતાં. પણ ત્યાં પૂજાવિધિ કે બલિદાન થતાં નહિ. પૂજારીઓના પૂજાના વારા બાંધેલા હતા, અને તે પ્રમાણે તેઓ પૂજા કરવા યરુશાલેમ જતા. આ પૂજારીને યહૂદી (હિબ્રૂ) ભાષામાં કોહેન કહે છે, અને તેમના આચાર્ય અથવા મહાપૂજારીને કોહેન-હમ્માદોલ કહે છે. તેની નિમણૂક પૂજારીઓની ચૂંટણીથી થતી. પણ ઈશુના જન્મસમયે તો રૂમી સામ્રાજ્યનો વગ એટલો બધો વધી ગયો હતો કે એમાંયે તેમનો જ માનીતો માણસ આવી શકતો.

पूजारीवर्ग

ત્યાર પછી બીજો મહત્ત્વનો વર્ગ શાસ્ત્રીઓનો હતો. તેમનો જ એક વર્ગ લેખકનું કામ કરતો. તેઓ ધર્મ અને આચારના વિષયમાં નિર્ણય આપતા, અને તેમનો નિર્ણય કાશીના શાસ્ત્રીઓના જેવો માન્ય ગણાતો. બહુ વિદ્વાન શાસ્ત્રીને રેબ્બી કહેતા.

शास्त्रीवर्ग

યહૂદીઓના જે કાંઈ ધાર્મિક, સામાજિક કે રાજકીય હક્કો રૂમી સામ્રાજ્યમાં બાકી રહ્યા હતા, તે એકોતેર માણસની એક સભાને સોંપાયેલા હતા. મહાપૂજારી, પૂજારીઓ અને બીજા કેટલાક વિદ્વાન યહૂદીઓને આ સભામાં બેસવાનો અધિકાર હતો. પણ એને રોમના સૂબાને અધીન રહેવું પડતું, અને એની રાજકીય મહત્તા નામની જ હતી.

एकोतेरी सभा

આ સિવાય દેશમાં કર ઉઘરાવનારા દાણીઓનો એક વર્ગ હતો. જેમ વૉરન હેસ્ટિંગ્સના વખતમાં બંગાળમાં કર ઉઘરાવવાનો હક્ક લિલામથી વેચવામાં આવતો, તેમ રૂમી સામ્રાજ્યમાં પણ ઇજારદારો જુદાં જુદાં ગામોનો કર ઉઘરાવવાનો હક્ક વેચાતો લેતા. પછી પોતાનો નફો કાઢવા માટે તેઓ પ્રજા પાસેથી વધારે રકમો ઉઘરાવતા. આથી, સ્વાભાવિક રીતે એ વર્ગ પ્રજાને ઘણો અળખામણો લાગતો. પ્રજા તેઓ તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોતી, અને તેઓ પાપી અને દેશદ્રોહી ગણાતા. અલબત, એમાં કેટલાક સારા માણસોયે હતાં. છતા, દાણીનો સોબતી કલાલના સોબતીની જેમ વહેમનું પાત્ર બનતો. *

दाणीवर्ग

આ સાથે જ યહૂદીઓનાં કેટલાંક વ્રતો અને ઉત્સવોની માહિતી આપવી ઠીક થશે. ઈશુ ખ્રિસ્તના જીવનમાં એમનો ઉલ્લેખ કરવો પડશે.

व्रतो अने उत्सवो

જેમ ખ્રિસ્તીઓ રવિવાર અને મુસલમાનો ગુરુવારની સાંજથી શુક્રવારની સાંજ સુધીનો દિવસ પવિત્ર તથા વિશ્રાંતિનો વાર ગણે છે, તેમ યહૂદીઓમાં શુક્રની સાંજથી શનિવારની સાંજ સુધીના ચોવીસ કલાક શબ્બાથ (વિશ્રાન્તિવાર) ગણાય છે. તે દિવસે કાંઈ પણ ઉદ્યોગ કરવાથી વ્રતભંગ કર્યો મનાય છે.×

शब्बाथ

---

* એમ જણાય છે કે ઘણુંખરું કલાલી અને દાણીનો ધંધો સાથે જ થતો.

× યહૂદી, અરબ વગેરે સેમેટિક પ્રજાઓમાં સાધારણ રીતે દિવસ, માસ અને વર્ષની ગણતરી ચંદ્રને અનુસરે છે. આથી

માર્ચ અથવા એપ્રિલ મહિનામાં યહૂદી લોકોનું મોટામાં મોટું પેસાહ* એટલે ઉદ્ધાર નામે પર્વ આવે છે. ખ્રિસ્તીઓના ગૂડ ફ્રાઈડે તથા ઈસ્ટરના તહેવારો અને આ પેસાહ પર્વના દિવસો તે એક જ. યમે યહૂદીઓનાં ઘરોને છોડીને માત્ર મિસરીઓનો નાશ કર્યો, અને યહૂદીઓ સહીસલામત રણને ઓળંગી પૅલેસ્ટાઈનમાં આવી પહોંચ્યા તેની યાદગીરીમાં એ તહેવારો મનાય છે. એ પ્રસંગે કેટલાક દિવસો સુધી યરુશાલેમમાં ઓચ્છવ થતો, અને લગભગ બધા યહૂદીઓ તે ટાણે મુખ્ય મંદિરની યાત્રાએ જતા.

**પેસાહ**

સુક્કોથ અથવા તંબૂનિવાસ પર્વ એ પણ યહૂદીઓનું એક મોટું પર્વ છે. તે શરદ ઋતુમાં આવે છે, અને એક અઠવાડિયું ચાલે છે. એક કાળે યહૂદીઓને પોતાનાં ઘરબાર છોડી તંબૂઓમાં દિવસો ગાળવા પડેલા અને ભટકતા ફરવું પડેલું, તેની સ્મૃતિમાં આ પર્વ ઊજવાય છે. યહૂદીઓ તે પર્વમાં ઘરબાર છોડી, ગામ બહાર તંબૂ કે ઝૂંપડીઓ બાંધી રહેતા.+

**સુક્કોથ**

---

સૂર્યોદયથી સૂર્યોદય અથવા મધરાતથી મધરાત, કે મધ્યાહ્નથી મધ્યાહ્ન તિથિ કે વાર નથી ગણાતાં, પણ સૂર્યાસ્તથી સૂર્યાસ્ત સુધી એક તિથિ તથા વાર ગણાય છે.

* અંગ્રેજી બાઈબલમાં આને માટે 'પાસોવર' ( Passover ) એટલે 'ટાળણું', શબ્દ વાપર્યો છે, તેનું પેસાહ શબ્દ સાથેનું સામ્ય માત્ર આકસ્મિક છે.

+ અંગ્રેજી બાઈબલમાં આને ટૅબર્નૅકલ ( Tabernacles )નું પર્વ કહ્યું છે. ટૅબર્નૅકલ એટલે મુસાફરીમાં ફેરવવાનું લાકડાનું મંદિર તથા તંબૂ.

લગભગ બે હજાર વર્ષ ઉપર યહૂદી લોકોની સ્થિતિ આ પ્રકારની હતી. ઈશુ ખ્રિસ્તના જન્મ વખતે (ઈ. સ. પૂર્વે ૭ થી ૪, અથવા વિ. સં. ૪૯ થી ૫૨ ની વચ્ચે*) હેરોદ નામે એક ક્રૂર અને વહેમી માણસ યહૂદીઓનો રાજા નિમાયો હતો. એ પોતે યહૂદી નહોતો, પણ છેલ્લા યહૂદી રાજાની પૌત્રીને પરણીને રાજ્યાધિકારી થયો હતો. તે સત્તાનો લોભી હતો, અને આપખુદી ભોગવવા ઇચ્છતો હતો. રૂમી સમ્રાટને ભારે નજરાણાં મોકલી તથા વગવાળા યહૂદીઓને ઊંચા અધિકાર આપી તે તેમનાં મોઢાં બંધ કરતો, અને પછી પ્રજા પર મનમાન્યો ત્રાસ વર્તાવતો. પૂજારીઓને ખુશ રાખવા તેણે યરુશાલેમનું મુખ્ય મંદિર ફરીને બંધાવ્યું હતું. તે કાળમાં એ મંદિર સૌંદર્ય માટે એટલું વખણાતું કે, એમ કહેવાતું કે જેણે એ મંદિર જોયું ન હોય તે સૌંદર્ય શું એ જાણી જ ન શકે.

ईशुनो जन्मकाळ

અલબત, યહૂદીઓમાં એક એવો વર્ગ પેદા થયો હતો જ કે જે પોતાના દેશની પરાધીન અવસ્થાથી દુઃખી હતો, અને તેમાંથી છૂટવા ઉદ્યોગ કર્યા કરતો હતો. તે સામ્રાજ્યનો વેરી ગણાતો. તેમને ઝેલોત કહેતા.

झेलोतवर्ग

---

* ઈશુના જન્મનું વર્ષ ગણવામાં ચારેક વર્ષની ભૂલ છે એમ એના નામનો સન શરૂ થયા પછી ઘણે વર્ષે માલૂમ પડ્યું. એટલે કે, એનો જન્મ ઈસ્વી સનના પહેલા વર્ષમાં નહિ, પણ તેના ચારેક વર્ષ પહેલાં થયો હતો.

## ૨

# યોહાન

યહૂદીઓની આવી પરિસ્થિતિમાં તેમનામાં બે સત્પુરુષોનો જન્મ થયો : યોહાન (યોહાનાન, જોન) અને ઈશુ (જિસસ).

જન્મ

ઝખારિયા અને એલિઝાબેથ નામનાં એક પૂજારી દંપતીને ત્યાં યોહાનનો જન્મ થયો. તેઓ એકમાર્ગી અને ધાર્મિક ક્રિયાઓમાં સરળપણે શ્રદ્ધાવાળાં હતાં. ઘરડે ઘડપણ સંતતિની આશા છૂટી ગયા પછી, એમને પુત્ર સાંપડ્યો હતો. તેના બાળપણની કશી હકીકત જણાઈ નથી પણ એમ લાગે છે કે એણે કેટલાંક વર્ષ એકાન્તવાસ અને તપશ્ચર્યામાં ગાળ્યાં હશે.

એ કફની કે જામાના જેવું ઊંટના વાળનું એક વસ્ત્ર પહેરતો, અને તેને ચામડાના પટ્ટાથી કમ્મર આગળ બાંધી રાખતો. 'લોકસ્ટ' નામનાં બી* અને જંગલી મધ એટલો જ એનો આહાર હતો.

---

* અંગ્રેજી 'લોકસ્ટ' શબ્દનો અર્થ તીડ પણ થાય છે. આથી, ઘણા હિંદી વાચકો એવો ખ્યાલ કરે છે કે યોહાન તીડનો આહાર કરતો. પણ એ જુદો જ શબ્દ છે. બાવળ, ખેર જેવાં ઝાડોના પરડા પણ 'લોકસ્ટ' કહેવાય છે.

લગભગ ત્રીસ વર્ષની ઉંમરે એણે ઉપદેશ દેવાનું કાર્ય શરૂ કર્યું. તે પોતાના શિષ્યોને પાણીનું સિંચન કરી દીક્ષા (બૅપ્ટિઝમ) આપતો. તેથી દીક્ષા આપનાર યોહાન તરીકે તે ઓળખાતો હતો એની સાદાઈ, નિષ્કિંચનતા, પવિત્રતા અને સ્પષ્ટ-વક્તાપણાથી આકર્ષાઈ ઘણા લોકો એનો ઉપદેશ સાંભળવા ભેગા થતા, અને ઘણા તેના શિષ્ય થયા હતા. તેના ઉપદેશમાં મુખ્યત્વે એ આવતું કે ધર્મરાજ્યની સ્થાપનાનો કાળ હવે આવી લાગ્યો છે. તે રાજ્યને લાયક થવા પ્રજાએ તૈયાર થવું જોઈએ. એટલે કે, પોતાનાં પાપો માટે અનુતાપ કરી ચિત્ત શુદ્ધ કરવું જોઈએ. મિથ્યા કુલાભિમાન, જાત્યભિમાન અને પાંડિત્યાભિમાન પર એ ચાબખા મારતો. આથી ફેરિસી, સૅડ્યૂસી અને પૂજારીઓ વગેરે એની સામે બળતા. પણ પ્રજાનો સામાન્ય વર્ગ એના ઉપદેશને શ્રદ્ધાપૂર્વક સાંભળતો, અને તેને પ્રાચીન પેગંબર* એઝ્રાયાહનો અવતાર માનતા.

ઉપદેશ

---

* **પેગંબર અને ખ્રિસ્ત** — આ બે વચ્ચે ખ્રિસ્તી ધર્મમાં ભેદ કરવામાં આવે છે પેગંબર એટલે ઈશ્વરનો પેગામ – સંદેશો – કહેનાર. ખ્રિસ્તનો અર્થ અભિષિક્ત થાય. હિબ્રૂ ભાષામાં તે માટે મેસાયાહ શબ્દ છે. આપણી ભાષામાં કહીએ તો તેનો અર્થ યુવરાજ થાય. સાધના કરી જ્ઞાન પામેલો મનુષ્ય અને સ્વયંભૂ અથવા જન્મથી જ જ્ઞાની એ બે વચ્ચે જેવો ભેદ કરીએ, તેવો આ કંઈક ભેદ છે. અલબત, કોઈને ખ્રિસ્ત માનવો તે, કોઈને પરમેશ્વરનો અવતાર માનવાની જેમ, માત્ર શબ્દપ્રમાણ પર શ્રદ્ધા રાખવાની બાબત છે.

આ વખતે પહેલા પ્રકરણમાં કહેલા રાજા હેરોદનો પુત્ર બીજો હેરોદ ગાદી પર હતો. તેણે પોતાના ભાઈની વિધવા સાથે લગ્ન કર્યું હતું. યહૂદીઓમાં ભાભી સાથે પુનર્વિવાહ કરવાનો નિષેધ છે. એક વાર રાજાએ યોહાનને આમંત્રણ આપી, આ બાબતમાં તેનો અભિપ્રાય પૂછ્યો. તેણે તે કામને વખોડી કાઢ્યું. આથી ગુસ્સે થઈ તેની રાણીએ યોહાનને બંદીખાનામાં નંખાવ્યો. ઘણો વખત સુધી તે કેદમાં જ સડ્યો. પછી એક વાર હેરોદના જન્મ દિવસે હેરોદની દીકરીએ પોતાના નૃત્યથી બાપને ખુશ કર્યો. તેણે ઇનામ માગવા કહ્યું. માની શિખવણીથી તેણે યોહાનના માથાનું ઇનામ માગ્યું. વચનબદ્ધ (!) થયેલા રાજાએ યોહાનનો શિરચ્છેદ કરાવ્યો. આમ, આ સત્પુરુષનો ક્રૂર અંત આવ્યો.

મૃત્યુ

## ૩

# ઈશુનો જન્મ અને સાધના

**જન્મ**

ઈશુનો જન્મ યોહાન પછી છએક મહિને થયેલો મનાય છે. ઈશુની મા મારિયા (મેરી)નું વેશવાળ યોસેફ નામના એક તરુણ સુથાર સાથે થયેલું હતું. તે યરુશાલેમ પાસે આવેલા બેથલેહેમ નામે ગામનો રહીશ હતો. મેરીનું પિયર ગેલિલી તાલુકાના નેઝેરેથ ગામમાં હતું, અને યોસેફ પણ ધંધાર્થે ત્યાં જ જઈ વસ્યો હતો. ઈશુનો જન્મ તેમનાં વિધિસર લગ્ન થયા પહેલાં જ થયો હતો, અને, તેથી, મેરી 'કુમારી-માતા મેરી' તરીકે ઓળખાય છે. ઈશુના જન્મની નોંધ પોતાના મૂળ વતનમાં જ થાય, એ ઇચ્છાથી તેઓ બેથલેહેમ આવ્યાં હતાં. ત્યાં એક સરાઈમાં ઈશુનો જન્મ ડિસેંબર ૨૪–૨૫ મી (નાતાલ)ની મધરાતે થયેલો મનાય છે. ગોકુલઅષ્ટમીની મધરાતની જેમ, આ દિવસ ખ્રિસ્તી લોકોમાં મોટામાં મોટા પર્વ તરીકે ઊજવાય છે.

જેમ શ્રીકૃષ્ણ વિષે પૌરાણિક કથા છે કે કંસે આકાશ-વાણી સાંભળીને કૃષ્ણને મરાવી નાંખવા માટે પૂતનાને મોકલીને ગોકુળનાં સર્વ બાળકોને મરાવી નાંખ્યાં હતાં, તેમ ઈશુ વિષે પણ કથા છે કે હેરોદને એના જોશીઓએ કહ્યું કે, 'તારો શત્રુ

બેથલેહેમમાં પેદા થયો છે.' તે ઉપરથી વહેમાઈ હેરોદે તે ગામનાં બે વર્ષની અંદરનાં સર્વે બાળકોને મારી નંખાવ્યાં. પણ આ હુકમનો અમલ થતાં પહેલાં યોસેફને તેની ખબર પડી ગઈ, અને તે મા તથા બાળકને લઈ નેઝેરેથ નાસી ગયો.

બાળપણ

આ પછીનાં બાર વર્ષની ઈશુ વિષે કાંઈ માહિતી મળતી નથી. બારેક વર્ષની ઉમ્મરે તે પોતાનાં માબાપ અને નાનાં ભાંડુઓ સાથે પેસાહ (ઉદ્ધાર) પર્વ પર યરુશાલેમ ગયો હતો. પૂજાવિધિ આટોપીને યોસેફ અને મારિયા છોકરાંઓ અને ગામના લોકો સાથે પાછાં ફર્યાં. આગળ જતાં માલૂમ પડયું કે ઈશુ તેમની જોડે નથી. સંઘના બીજા માણસો સાથે હશે એમ માની એક આખો દિવસ તેમણે તેની ચિંતા કરી નહિ. પણ સાંજ પડતાં સુધીમાંયે તે કયાંય જણાયો નહિ, ત્યારે તેઓ યરુશાલેમ પાછાં આવ્યાં અને મંદિરમાં તપાસ કરવા લાગ્યાં. ત્યાં એમણે ઈશુને મંદિરમાં બેસી શાસ્ત્રીઓ જોડે ધર્મચર્ચા કરતો અને કઠણ પ્રશ્નોત્તર કરી સર્વેને આશ્ચર્ય પમાડતો જોયો. પણ તેમને તે બહુ ગમ્યું જણાતું નથી. ઈશુને પાછળ પડી રહેવા અને બધાંનો સાથ ગુમાવવા માટે મારિયાએ ઠપકો આપ્યો. ઈશુ એમની સાથે પાછો ઘેર ગયો.

ઈશુનો અને તેના કુટુંબીઓનો માર્ગ નાનપણથી જ જુદો પડતો હોય એમ જણાતું હતું. સગાંવહાલાં અને ગામના લોકોને ઈશુ કાંઈક વિચિત્ર અને અવહેવારુ લાગતો હોય એમ સંભવ છે.

ઉપલા બનાવ પછીની પાછી લગભગ અઢાર વર્ષ સુધીની હકીકત નોંધાયેલી નથી. એમ લાગે છે કે એણે આ સમય આધ્યાત્મિક ચિંતનમાં ગાળ્યો હોવો જોઈએ. ત્રીસેક વર્ષની ઉંમરે એણે યોહાનને હાથે દીક્ષા લીધાનો ઉલ્લેખ છે. ત્યાર પછી તેણે ચાળીસ દિવસ સુધી એક પહાડમાં રહી ઉપવાસપૂર્વક સાધના કર્યાનો ઉલ્લેખ છે. આને પરિણામે એને ધર્મતત્ત્વનો બોધ થયો, અને કાંઈક સિદ્ધિઓ પણ પ્રાપ્ત થઈ એમ અનુમાન થાય છે. એનામાં એક પ્રકારના આત્મ-વિશ્વાસપૂર્વક ઈશ્વરનિષ્ઠા દૃઢ થઈ તથા દુન્યવી લાભ-હાનિ તથા સુખદુઃખોની પરવા ન કરી પોતાને જે સાચું લાગે તે પ્રમાણે જગતના હિત માટે કહેવા અને આચરવાની હિમ્મત ઉત્પન્ન થઈ. છતાં, દુનિયાના વિરોધો અને સંકટોથી મન નિર્બળ થવાનો સંભવ ઉત્પન્ન થાય, ત્યારે તે વારંવાર પહાડ વગેરે કોઈ સ્થળે એકાન્તવાસ કરી સાધનાની પુનરાવૃત્તિ કરતો, અને પોતાની ઈશ્વરનિષ્ઠાને સતેજ કરતો.

તપશ્ચર્યા

એને પ્રાપ્ત થયેલી સિદ્ધિઓમાં સ્પર્શ અથવા વચનમાત્રથી રોગ અને મંદવાડ મટાડવાની, ખોરાકનું પાત્ર અક્ષય કરવાની, અને તોફાન રોકવું, પાણી પર ચાલવું, વગેરેની શક્તિ ગણાવવામાં આવે છે.

સિદ્ધિઓ

## નોંધ

**चमत्कारो** — જૂના કાળના સંતપુરુષોનાં જીવનચરિત્રો ચમત્કારોનાં વૃત્તાન્તોથી ભરપૂર હોય છે. અજ્ઞાન પ્રજા તેમ જ વ્યવહારની દૃષ્ટિએ બુદ્ધિશાળી પણ અત્યન્ત સાંસારિક તૃષ્ણાઓથી

ભરપૂર માણસો ચમત્કાર કરવાની શક્તિને ઈશ્વર-દર્શનનું આવશ્યક લક્ષણ લેખે છે. ધનલોભી રાજાઓ કરામત ન કરી બતાવે તેવા સંતોને ઢોંગી કહી પીડતા પણ ખરા. ચમત્કારોની ઊતરી આવેલી વાતોમાં કેટલી સચ્ચાઈ હોય છે એ જાણવાનું થોડા દિવસમાં જ કઠણ થઈ પડે છે, કારણ કે એ હકીકતોની વેલી એટલી ઝપાટાબંધ ફેલાય છે, અને એનાં ફળ પાછળથી એટલાં બધાં વિવિધ અને રસપૂર દેખાડવામાં આવે છે કે મૂળે બીજ પણ હશે કે નહિ એવી શંકા સહેજે ઉત્પન્ન થાય છે.

ચમત્કારોની વાતો કેવળ ખોટી જ એમ માનવું એ અશ્રદ્ધાનો છેડો છે. દરેક ચમત્કારિક વાતને ગળે ઉતારી લેવી એ અંધશ્રદ્ધાનો છેડો છે. કેટલાક ચમત્કારો સંતોના સત્ય, અહિંસા વગેરે યમોના પાલનના તથા અપરિમિત મૈત્રી અને કરુણાના સહજ પરિણામ-રૂપે થઈ જાય છે; કેટલાક યોગાભ્યાસની સિદ્ધિ રૂપે હોય છે; કેટલાક ભાવિક લોકોની શ્રદ્ધાને લીધે જ બની આવે છે; અને કેટલાક કેવળ વહેમી માણસોની ભ્રમણામાં જ જણાય છે. એ સિવાય પાછળના અનુયાયીઓની કલ્પનાશક્તિ કેટલાક ચમત્કારોનું આરોપણ કરે છે. આમાંથી પહેલા બે પ્રકારના ચમત્કારોમાં સત્યાંશ હોઈ શકે છે.

પણ ચમત્કારોની વાતો સત્ય હોય કે અસત્ય, એ ઈશ્વરમય જીવનનું આવશ્યક લક્ષણ નથી એટલું જ નહિ, પણ સંતો પોતે ચમત્કારો તરફ અણગમાની દૃષ્ટિએ જ જુએ છે. ચમત્કારો કરવાની વૃત્તિ શરૂઆતમાં જણાય તોપણ ધીમે ધીમે એ વૃત્તિ ગૌણ પડી જઈ છેવટે તદ્દન નાબૂદ થઈ જાય

છે, એવું દરેક સાધુપુરુષના જીવનનો અભ્યાસ કરતાં માલૂમ પડી આવશે. પોતા દ્વારા થયેલા અથવા પોતામાં આરોપાતા ચમત્કારો માટે કોઈ સંતોને મોહ નથી થતો, અને એ ચમત્કારો બંધ પડે એવી જ એમની વૃત્તિ હોય છે. આનું કારણ સ્પષ્ટ છે. ચમત્કારોની વાતો સ્થૂળ પદાર્થોમાં જ ફેરફાર થતો દેખાડે છે. આંધળાને આંખો આપી શકાય અને લંગડાને ચાલતો કરી શકાય; બે રોટલીથી બસેં માણસને જમાડી શકાય અને રણ વચ્ચે પાણી વહેવડાવી શકાય તેથી શું? એ ચમત્કારોથી જે સુખ થાય છે તે ટકે એવું નથી હોતું. એથી જેને એ પ્રાપ્ત થાય એ શાન્તિ ભોગવે અથવા પુણ્યશીલ થાય એમ પણ ખાતરી નથી. મૂએલાને જીવતો કરે તેને પણ પાછું મરવું તો પડે જ છે. સંતોને એ સુખ આપવામાં શો રસ લાગે? પાપીને પુણ્યશાળી બનાવવાની, તૃષ્ણાવાનને વૈરાગ્યશીલ બનાવવાની, લોભીને સંતોષી બનાવવાની, વિષયીને નિષ્કામ કરવાની જો કોઈ તત્કાળ ફળ આપનારી કરામત હોય તો સંતો એ સિદ્ધિને ખુશીથી સ્વીકારે. પણ એ વૃત્તિઓને નિર્મૂળ કરવાનો કોઈ ચમત્કારિક ઇલાજ હજુ સુધી સંતોને હાથ લાગ્યો જણાતો નથી. એને માટે તો સંતો કેવળ ખાતર અને પાણીની ગરજ સારી શકે છે. જ્યાં એ વૃત્તિ મૂળમાં હોય ત્યાં તેને પોષણ આપી શકે છે, વધારી શકે છે; યોગ્ય ક્ષેત્રમાં એનું બીજ પણ નાખી શકે છે. પણ જ્યાં એ વૃત્તિ જ ન હોય અને ક્ષેત્ર પણ અનુકૂળ ન હોય ત્યાં એમનો ઇલાજ ચાલતો નથી. એ વિચારીને જ સંતો અન્ય ચમત્કારો પ્રત્યે ઉદાસીન થઈ જાય છે. ઈશુ ખ્રિસ્તનું જીવન પણ એ જ સાક્ષી પૂરે છે.

ચમત્કારો અવતારોના અવતારીપણાનું આવશ્યક અંગ ન હોવાથી એવી વાતોનો આ ચરિત્રમાં સમાવેશ કર્યો નથી. ચમત્કારો સાંભળીને જે મનુષ્ય કોઈને અવતારી પુરુષ માને છે તે અવતારિત્વનું રહસ્ય સમજતો જ નથી.

# ૪

# પ્રવૃત્તિ

એમ જણાય છે કે પોતાની પ્રાથમિક સાધના પૂરી થયા પછી ઈશુએ ધીમે ધીમે ઉપદેશ કાર્ય શરૂ કર્યું.

उपदेश अने चमत्कारो

યોહાનની માફક તેના પણ શરૂઆતના ઉપદેશો પાપને માટે અનુતાપ કરવાના, જીવનને પવિત્ર બનાવવાના અને પ્રેમથી ઈશ્વરની ભક્તિ કરવાના હતા. શાસ્ત્રો પર જડ શ્રદ્ધા, ધર્મને નામે પાખંડ, ક્ષણિક લાભ માટે બીજાનું નુકસાન કરવાની વૃત્તિ વગેરે જાય નહિ ત્યાં સુધી મનુષ્યની ઉન્નતિ ન થાય એમ તે સમજાવતો. આની સાથે જ શરૂઆતમાં તે રોગીઓને સાજા, આંધળાને દેખતા, બહેરાને સાંભળતા, મૂંગાને બોલતા કરવા, અને મરેલા લાગેલાને ઉઠાડવા વગેરે ચમત્કારો પણ કરતો. આથી એની કીર્તિ ગામેગામ ફેલાઈ, અને ટોળાંબંધ મનુષ્યો તેનો ઉપદેશ સાંભળવા આવવા લાગ્યા.

તેણે યોહાનને હાથે દીક્ષા લીધા પછી થોડા વખતમાં જ પેસાહનું પર્વ આવી લાગ્યું. એ પ્રસંગે રિવાજ મુજબ તે

मंदिरशुद्धि

યરુશાલેમ ગયો. આ વખતે એણે એક એવું કામ કીધું કે જેને લીધે પૂજારીવર્ગ તેને પોતાનો દુશ્મન ગણવા લાગ્યો. મંદિરના એક ભાગને તેઓ દુકાનો માંડવા માટે વેપારીઓને ભાડે આપતા. આને લીધે તે ભાગ એક બજાર જેવો બની જતો. તીર્થસ્થાન આ રીતે બજાર બની જાય તે ઈશુથી

ખમાયું નહિ. એણે તે લોકોને બહાર હાંકી કાઢયા ! તેને આમ કરવાનો શો અધિકાર છે એમ કેટલાકે પૂછયું, તેણે જવાબ આપ્યો: "આ મંદિર તમે તોડી નાંખો તો ત્રણ દિવસમાં હું નવું મંદિર કરવા શક્તિ ધરાવું છું." (અર્થાત્, એ મારો આ લોકોને હાંકી કાઢવાનો અધિકાર છે.) આનો ભાવાર્થ એ હતો કે મંદિર ઇશ્વરના ભક્તનું છે, અને દરેક ભક્તને એમાંથી પાપને ધોઈ નાંખવાનો અધિકાર છે. ઈંટ અને ચૂનાનું ચણતર તે કાંઈ મંદિર નથી. તેની અંદર જળવાયેલી પવિત્રતા તે જ મંદિર છે. ચણતર પડી જાય તો ભક્ત પોતાના હૃદયમાં રહેલી પવિત્રતાના મસાલાથી તત્કાળ બીજું મંદિર ઊભું કરી શકે. પણ આ શબ્દો પૂજારીઓએ મંદિરના ઘોર તિરસ્કાર રૂપે લીધા, અને ઈશુની સામેના આરોપોમાં એ મહત્ત્વના બન્યા.

શરૂઆતમાં ઈશુએ યહૂદિયા તાલુકામાં ઉપદેશ કરવા માંડયો હતો. યોહાન પણ એ જ તાલુકામાં ઉપદેશ કરતો હતો. બન્નેની ચળવળ યહૂદીઓમાં નવજીવન પ્રેરી રહી હતી. પડેલી પ્રજામાં નવજીવન પેદા થાય તેથી રાજ્યકર્તાઓ તથા પુરાણપ્રિય વર્ગો ગભરાઈ ઊઠે છે. ઈશુના ચમત્કારોએ તે ગભરાટમાં ઉમેરો કર્યો. ઈશુએ શરૂઆતમાં તો યહૂદીઓમાં જ કામ કરવાનો વિચાર સેવેલો જણાય છે. પણ પાછળથી તેની દૃષ્ટિ વિશાળ થતી ગઈ, અને એવો પણ અનુભવ થયો કે અ-યહૂદી લોકોમાં તેના ઉપદેશને વધારે આદર આપવા ઉત્સુકતા હતી. આથી, પછી તે સર્વે જાતિઓને ભેદભાવ વિના દીક્ષા આપવા લાગ્યો. યહૂદીઓના કર્મકાંડની તે અને

વિરોધવૃદ્ધિ

તેના શિષ્યો ઝાઝી દરકાર કરતા નહિ. વિધિ પ્રમાણે રોજા રાખવા, શબ્બાથ (વિશ્રાંતિવાર) રાખવો, હાથ પગ ધોઈને ખાવું વગેરે બાબતોમાં તે ઘણો નિયમભંગ કરતા. દાણી તથા હલકી મનાયેલી જાતિઓ સાથે તેઓ ભેદભાવ વિના ભળતા. તેમના હાથનું ખાતા-પીતા. વળી ફેરિસી વગેરે પ્રત્યે ઈશુ ઘણી કડવી અને ફીટકાર ભરી ભાષા વાપરતો આ કારણથી ફેરિસી, શાસ્ત્રી, પૂજારી વગેરેનો તેમના ઉપર દિવસે દિવસે ગુસ્સો વધતો ગયો.

યહૂદિયામાં રાજા અને પૂજારીઓનો વિરોધ જોઈ ઈશુએ ગેલિલીમાં જવાનું યોગ્ય ધાર્યું. વચમાં સેમારિયા તાલુકો આવતો હતો. આ તાલુકો અને

**सेमारियामां**

તેની પ્રજા યહૂદીઓની દૃષ્ટિએ એટલાં અપવિત્ર મનાતાં કે તેમને ગેલિલી જવું હોય તો સેમારિયામાં થઈને જવાને બદલે દરિયાને માર્ગે અથવા દશનગર તાલુકામાં થઈને લાંબે રસ્તે જતા. સેમારિયાના લોકો મૂળે તો યહૂદી જ હતા. પણ તેઓ યરૂશાલેમ કરતાં પોતાના તાલુકામાં આવેલા ગેરીઝિમ પર્વતને વધારે મોટું તીર્થ ગણતા, અને તે યહૂદીઓને ગમતું નહોતું. પણ ઈશુને એવી ઘૃણા-દૃષ્ટિ કેમ હોઈ શકે? એણે તો સેમારિયામાંથી જ પોતાનો રસ્તો લીધો, અને તે તાલુકાના લોકોને પોતાનો ઉપદેશ સંભળાવ્યો.

એક દિવસ તે એક કૂવા પર બેઠો હતો. એના બેત્રણ શિષ્યો ગામમાં ખાવાનું લેવા ગયા હતા. ઈશુને તરસ લાગી

**सेमारियाणीनी शुद्धि**

હતી. તેટલામાં એક સ્ત્રી કૂવા પર પાણી ખેંચવા આવી. ઈશુએ તેની પાસે પાણી માગ્યું. યહૂદી થઈને સેમારિયાણીનું પાણી

પીવા તેને તૈયાર થયેલો જોઈ તેણે આશ્ચર્ય દેખાડયું. ઈશુએ એને કહ્યું, 'બાઈ, હું કોણ છું તે તું સમજે તો જે ભૌતિક જીવન* હું માગું છું, તેના બદલામાં તું મારી પાસેથી દિવ્ય જીવન માગી લઈ શકે.' બાઈએ ઈશુને પોતાના શબ્દો વધારે સ્પષ્ટપણે સમજાવવા કહ્યું. ત્યારે ઈશુએ ઈશ્વર બહારનાં તીર્થો અને મંદિરોમાં નહિ પણ અંતરમાં પૂજાય છે, ઈશ્વરનો પ્રેમરસ પીધાથી મનુષ્યનું જીવન ઉન્નત થાય છે, અને તેનો અનંત જીવનમાં વાસ થાય છે, એ વિષે ઉપદેશ આપ્યો. તે સાંભળી તે બાઈએ ઈશુની દીક્ષા લીધી. તેનું પૂર્વજીવન અશુદ્ધ હતું, પણ ત્યારથી તે પવિત્રપણે રહેવા લાગી.

જે મનુષ્ય પોતાના જીવનમાં ભૂલો કરી પાપમાર્ગે ચડી જાય છે, તેને સામાન્યજનો તિરસ્કારની દૃષ્ટિએ જુએ છે.

**संतोनी उपासना**

એનો સંગ તો બાજુએ રહ્યો, પણ ઘણી વાર એક પ્રાણી તરીકેની દયાને પાત્ર પણ એને ગણવામાં આવતો નથી. જો કોઈ એની તરફ રહેમની દૃષ્ટિએ જુએ તો તેની ઉપર પણ વિવિધ પ્રકારનો જુલમ થાય છે. વળી સામાન્ય જનોની ઈશ્વર વિષેની ભાવના એવી હોય છે કે જેમ રાજા દુષ્ટોને દંડ દે છે, તેમ રાજા પાસેથી છટકી ગયેલા લોકોને ઈશ્વર સજા કરે છે. એમની સમજ પ્રમાણે પરમેશ્વર પાપીઓને દંડવાવાળો છે. યમપુરી એ પરમેશ્વરનું મોટું — અને પરમેશ્વરની મોટાઈના પ્રમાણમાં ભયંકર — કેદખાનું છે. એ ન્યાયે સામાન્ય રીતે લોકો પાપીનો બહિષ્કાર કરવામાં તથા એને સજા કરવા-

---

* જીવન=પાણી

કરાવવામાં ધર્મ માને છે. સંતોના અભિપ્રાયો આથી જુદા હોય છે. સંતોની ઈશ્વર વિષેની ભાવના એને પતિતપાવન, અધમોદ્ધારક, દીનબંધુ, કરુણાસાગર તરીકે જોવાની હોય છે, અને એમની ઉપાસના પ્રમાણે એમનામાં પણ એ ગુણ પ્રકટ થાય છે. આથી જે પ્રથમથી જ નીતિને માર્ગે છે, તેના કરતાં જેનાથી ભૂલો થઈ છે, પાપો થયાં છે, તેમના પ્રતિ તેમની દયા-કરુણાનો પ્રવાહ વિશેષ જોરથી વહે છે. એ કોઈને સજા કરવા-કરાવવા ઇચ્છા નથી રાખતો. જેનાથી પાપો થઈ ગયાં છે એનાથી વિશેષ દયાપાત્ર કોણ હોઈ શકે? અને દયાપાત્રને સજા કેમ ઘટે? એને તો ક્ષમા-પ્રેમથી જ સુધારવાનો હોય. અમુક દેશ, અમુક પ્રજા, અમુક જાત કે ધંધો અપવિત્ર છે, શાસ્ત્ર કે જ્ઞાનનો અધિકારી નથી, એ ખ્યાલો ભૂલ ભરેલા અને ઘણું ખરું કોઈ કાળે ભોગવેલી જાહોજલાલીના મદમાંથી પેદા થાય છે. સત્પુરુષોને તેવા મતો માન્ય નથી થઈ શકતા. તેમની દૃષ્ટિએ પતિતપાવનતા પરમેશ્વરના મહિમા સાથે અવિભાજ્ય છે, અને તેથી તેઓ પણ પતિત પ્રત્યે હંમેશાં કરુણા ધરાવે છે.

> "અજામીલ, ગીધ, વ્યાધ, ઈનમેં કહો કૌન સાધ ?
> પંછીકું પદ પઢાત, ગનિકાસી તારી."

સંતોની કૃપાથી પાવન થયેલા પતિતોની આવી નામાવલી આપણા દેશનાં ભજનોમાં આવે છે. આમાં વાલ્મીકિ વગેરે અનેક બીજાંયે ઉમેરાય છે.

વર્ણ અને જાતિ સાથે ઉદ્ધારનો કશો સંબંધ નથી એમ અનેક સંતોએ ગાયું છે. તુકારામ મહારાજે નીચેના અભંગમાં હીન જાતિના ભક્તોની નામાવલી જ આપી છે:

પવિત્ર તે કુળ, પાવન તે દેશ, જ્યાં હરિદાસ ધરે જન્મ. ૧
કર્મધર્મ તેનાં સર્વ નારાયણ, તેનાથી પાવન ત્રણે લોક. ૨
વર્ણઅભિમાને થયા જે પાવન, જણાવો, સુજાણ, તેનાં નામ. ૩
અંત્યજાદિ વર્ણો તર્યાં હરિનામે, ગાયો છે પુરાણે તેનો યશ. ૪
વૈશ્ય તુલાધાર, ગોરો તો કુંભાર, મોચીડો ચમાર રોહીદાસ. ૫
કબીર, મોમીન, લતિફ મુસલમાન, સેનો નાવી,[1] જાણ, વિષ્ણુદાસ. ૬
દાદુ તે પિંજારો, કાનોપાત્રા,[2] ખોદ,[3] પામ્યા તે અભેદ પ્રભુ પદે. ૭
ચોખામેળો, બંકો જાતિના મહાર,[4] તેશું સર્વેશ્વર ઐક્ય કરે. ૮
નામા તણી જની, કેવો તેનો ભાવ? જમે પંઢરીરાવ તેના ભેળા! ૯
મેરાળ જનક, નહિ કુળ જાણું, માહાત્મ્ય શું તેનું કહેવું મુખે? ૧૦
જાતિપાંતી ધર્મ વૈષ્ણવને નહોય, કર્યો છે નિર્ણય વેદશાસ્ત્રે. ૧૧
તુકારામ તમે ખોળી જુઓ ગ્રંથ, કેટલા પતિત તાર્યા પૂર્વે. ૧૨

સેમારિયાથી ઈશુ ગેલિલીમાં પોતાને ગામ ગયો. ત્યાં એણે મન્દિરમાં એક ઉપદેશ આપ્યો. એણે લોકોને ઈશ્વરના રાજ્યનો સંદેશો સાંભળવા કહ્યું; પવિત્રતાથી એ રાજ્યના અધિકારી થવા વીનવ્યાં. પણ અમારી નજર આગળ મોટો થયેલો આ છોકરો અમને ડાહી ડાહી વાતો સંભળાવે, અને મારિયાનો દીકરો પોતાને ઈશ્વરનો પુત્ર * કહેવડાવે એ લોકોથી ખમાયું નહિ. તે ઈશુને મારવાને ઊઠ્યા, અને એને ગામ બહાર કાઢી મૂક્યો. 'સાધુ ઘેર પૂજાય નહિ,' એમ વિચારી ઈશુ કેપરનાઉમ જઈ કેટલોક વખત રહ્યો.

**નેઝેરેથમાં**

---

૧. હજામ, ૨. વેશ્યા હતી, ૩. નપુંસક હતો, ૪. ઢેડ.
* 'ઈશ્વરનો પુત્ર' ઉપર નોંધ જુઓ.

અહીં બે ત્રણ શિષ્યો એના ઉપર બહુ પ્રેમ રાખનારા હતા. આ ગામમાં એણે ઘણાક ચમત્કારો પણ કરી બતાવ્યા હતા. એનો સૌથી પહેલો શિષ્ય સાઇમન ઉર્ફે પિટર આ જ ગામનો રહીશ હતો. તે, એનો ભાઈ અને બીજા બે શિષ્યો અહીંથી એના નિરંતરના સાથી થયા. આ ભાઈઓના સથવારામાં ઈશુએ આખા ગેલિલીમાં ઉપદેશ આપવાનું અને રોગો સારા કરવાનું કામ કર્યું.

कैपरनाउममां

કેટલાક મહિના પછી વળી યહૂદીઓનું એક પર્વ આવ્યું. અને તે વખતે ઈશુ પાછો યરુશાલેમ ગયો. ચમત્કારિક રીતે રોગો સારા કરનાર અને ભૂતોને કાઢનાર તરીકે અત્યાર અગાઉ એની કીર્તિ ફેલાઈ ગઈ હતી. અને તેથી એને જોવાને લોકોનાં અને રોગીઓનાં ટોળેટોળાં ભેગાં થતાં હતાં. યરુશાલેમના મન્દિરની પાસે એક કુંડ આગળ ઈશુ બેઠો હતો, એટલામાં ૩૮ વર્ષથી અર્ધાંગ-વાયુથી પીડાતો એક રોગી ત્યાં આવ્યો. ઈશુએ એને વચનમાત્રથી સારો કરી દીધો અને એને પોતાનો ખાટલો ઊંચકી ઘેર જવા કહ્યું. આ દિવસ વિશ્રાન્તિનો હતો. ઈશુ વિશ્રાન્તિનો દિવસ માનતો નથી, એ નાસ્તિક છે, એમ કહેવાને યહૂદીઓને આ પૂરતું કારણ લાગ્યું. રોગીને સારો કર્યો એ તો એક મોટું પાપ થયું જ, તેમાં વળી ખાટલો ઊંચકી જવાનું — એટલે કામ કરવાનું — કહ્યું, એ તો પાપની હદ થઈ. આ ઉપરાંત વિશ્રાન્તિ-વારને વિધિસર નહિ પાળવાના બીજા પણ આરોપો એની અને એના શિષ્યોની ઉપર હતા. લોકોએ ઈશુ પાસેથી આ

बीजी वार
यरुशालेममां

ધર્મભંગ માટે ખુલાસો માગ્યો. ઈશુએ કહ્યું કે "પરમેશ્વર દયાનાં કર્મો હરઘડીએ કર્યાં કરે છે, માટે દયાનાં કર્મો માટે ઈશ્વરના પુત્રને વિશ્રાન્તિવારની બંધી હોઈ ન શકે." આ રીતે ઈશુ પોતાને વારંવાર ઈશ્વરના પુત્ર તરીકે ઓળખાવતો. પણ એક સ્ત્રીના ઉદરમાંથી ઉત્પન્ન થયેલો બેપગો માણસ આ રીતે ઈશ્વરનો પુત્ર હોવાનો દાવો કરે, એ યહૂદીઓને મન નાસ્તિકતા અને નફટાઈની નિશાનીઓ હતી. ઈશ્વરનો પુત્ર હાડકાં-ચામડાંનો ન હોઈ શકે, એ માતાના ઉદરમાંથી જન્મ્યો ન હોય, ગરીબને ઘેર ન હોય, એ તો સિંહાસન પર બેસનારો હોય એમ તેમનું કહેવું હતું.

આ ઉપરાંત ઈશુ આગળ કોઈ પાપી માણસ આવીને અનુતાપ કરે તો "તારાં સર્વ પાપો નાશ પામ્યાં છે" એમ એ તેને આશ્વાસન આપતો. ઈશ્વરને નામે પાપોની માફી બક્ષવાનો ઈશુને શો અધિકાર, એમ પૂજારીઓને લાગતું. આ રીતે ઈશુ તરફ એમનો દ્વેષ દિવસે દિવસે વધતો જતો હતો.

**શિષ્યમંડળ**

ધીમે ધીમે ઈશુના અન્તેવાસી શિષ્યોની સંખ્યા વધીને બારની થઈ. તેમાં યેહૂદા ( Judas )નું નામ ધ્યાનમાં રાખવા જેવું છે, કારણ કે આ માણસે જ ઈશુને દગો દઈ મારી નંખાવ્યો હતો. આ બાર શિષ્યો એના સાધુઓ જેવા હતા.

**ઉપદેશની અસર**

આ રીતે ઈશુનું ઉપદેશ દેવાનું કાર્ય ચાલ્યું. એના વક્તૃત્વથી ઘણા લોકો એને સાંભળવા ખેંચાતા, પણ મોટે ભાગે તો એને હાથે સાજા થવા જ ઘણા લોકો આવતા. ઈશુએ પોતે પણ જોયું કે લોકોને પોતાના શારીરિક રોગોથી છૂટવાની

અને ઐહિક રાજ્યની જ લાલસા તીવ્રપણે હતી; કોઈ એની પાસેથી આત્મશુદ્ધિનું ઓસડ લેવા ઇચ્છતું નહોતું — ધર્મરાજ્યની પ્રજા થવા ચહાતું નહોતું. પોતાની ગરીબી ધોવા અને રોગો નસાડવા લોકો આતુર હતા, પણ પોતાનાં પાપો ધોવા અને વિકાર નસાડવા કોઈ પરવા રાખતું નહોતું. ઈશુને આથી બહુ ખેદ થતો. એને યહૂદીઓનું ભવિષ્ય બહુ ઝાંખું લાગતું હતું. એ ફેરિસી અને શાસ્ત્રીઓ ઉપર લોકોને જડ અને અંધશ્રદ્ધાળુ બનાવી મૂકવાનો આરોપ મૂકતો. ફેરિસી અને શાસ્ત્રીઓ પરના એના પ્રહારો બહુ કડવી વાણીમાં નીકળતા હોય એમ જણાય છે. એ કડવાશની પાછળ હૃદયની જે બળતરા અને દયાનો ઝરો વહેતો હતો, એની કોઈ કદર કરી શકતું નહિ. અધિકારીઓને એની પ્રવૃત્તિમાં રાજ્યદ્રોહ, ધર્મદ્રોહ, નાસ્તિકતા, નફટાઈ અને આપવડાઈ દેખાતાં; અને બીજા કેટલાક વળી એને ભાવનાઘેલો ગણતા. એની ભાષા રાજકારણી પુરુષોને અનુસરતી હોય એમ લાગે છે. પણ આવી ભાષા આવવાનું કારણ યહૂદીઓની પૂર્વ-માન્યતા જ હોવાનો સંભવ છે. યહૂદી નવજવાનો સ્વરાજ માટે ઇન્તેજાર હતા અને ઈશુ ધર્મરાજ્યનો ઉપદેશ આપતો હતો; નવયુવકો યહૂદીઓના દંડધારી રાજાના અવતારની વાટ જોતા હતા, ઈશુ એમને ધર્મરાજાના અવતારના આગમનની વાતો કહેતો હતો. આને લીધે એની ભાષા રાજકારણને મળતી આવતી.

**उपदेश-पद्धति**

એની બોલવાની પદ્ધતિ દૃષ્ટાન્તો અને કહાણીઓ આપી ઉપદેશ દેવાની હતી. કહાણીઓ દ્વારા ઊંચામાં ઊંચા આદર્શો અને સિદ્ધાન્તો પણ એ સરળતાથી સમજાવી શકતો. એનાં કેટલાંક દૃષ્ટાંતો આગળ ઉપર આપવામાં આવશે.

## નોંધ

**ઈશ્વરનો પુત્ર** — ઈશુ પોતાને ઈશ્વરપુત્ર તથા માનવપુત્ર એવી બે રીતે વર્ણવતો. શબ્દ-સેવી ખ્રિસ્તીઓ માને છે કે ઈશુ પરમેશ્વરનો એકનો એક પેટનો દીકરો હોઈ, તેનો અભિષિક્ત (ખ્રિસ્ત, કે મેસાયાહ) યુવરાજ હતો. આવી શ્રદ્ધા ન ધરાવવી, એમની દૃષ્ટિએ ઈશુ વિષે અનિષ્ઠા ગણાય. સ્થૂળ દૃષ્ટિએ તે માનવપુત્ર પણ હતો. યહૂદી તથા ઇસ્લામને આ શબ્દાર્થ માન્ય નથી. અને તે સ્વાભાવિક છે. એ માન્યતા પરમેશ્વરના સ્વરૂપ વિષે અજ્ઞાન સૂચવનારી છે. ભાવાર્થ સેવી ખ્રિસ્તીઓ પુત્રનો અર્થ પ્રતિનિધિ કરે છે. જૂના કરારમાં (બાઈબલના યહૂદી માન્ય ભાગમાં) પુત્રનો આવો અર્થ કરવા માટે આધાર મળે છે, એમ મને ખ્રિસ્તી વિદ્વાનો કહે છે. તે રીતે એ ઈશ્વરનો દુનિયા પરનો પ્રતિનિધિ હતો, અને માનવજાતિનોયે પ્રતિનિધિ (એટલે આદર્શ મનુષ્ય) હતો, એવો એ બે ઉપાધિઓનો અર્થ થાય.

# ૫

## પ્રવૃત્તિ ( ચાલુ )

ઈશુના ઉપદેશની કુમાર્ગે ગયેલી સ્ત્રીઓ પર કેટલી અસર થતી હતી, અને તેનું હૃદય એમના પ્રતિ કેટલા દયાભાવથી છલકાતું હતું એનું એક દૃષ્ટાન્ત છે :

पतितपावनता

એક વાર ઈશુને એક ફેરિસીએ જમવાનું નોતરુ દીધું. તે સ્વીકારી ઈશુ એને ત્યાં જમવા ગયો. સર્વે જમતા હતા, એટલામાં એક હલકો ધંધો કરનારી સ્ત્રી આવી અને ઈશુના ચરણને આંસુવડે ધોવા લાગી. પછી પોતાના વાળથી જ પગને લૂછી નાંખ્યા અને એને સુવાસિક લગાડયું. આ સર્વ જોઈને યજમાનને શંકા થઈ કે આ ઈશુ પેગમ્બર મનાય છે, પણ એ જો ખરો પેગમ્બર હોય તો આ સ્ત્રી કેવી ચાલની છે તેની એને ખબર હોય, અને એને એ પોતાના પગને અડવા દે નહિ. ઈશુ એના હૃદયના કુતર્કને સમજી ગયો અને એને સમજાવવાના ઉદ્દેશથી બોલ્યો :

कुलटानो उद्धार

"સાયમન, ધારો કે એક માણસના બે દેવાદાર છે. એકની પાસે પાંચસોનું લેણું છે અને બીજાની પાસે પચાસનું. બન્ને નાદાર થઈ ગયા છે જાણી એ બન્નેનું દેવું માફ કરે તો એના પ્રતિ કોણ વધારે કૃતજ્ઞ થાય?" સાયમને કહ્યું, "પાંચસોનો દેવાદાર."

लेणदारनुं दृष्टान्त

ઇશુ બોલ્યો, "ખરી વાત. હવે, આ બાઈને જો. હું તારે ઘેર આવ્યો પણ તેં મને પગ ધોવા પાણી શિકે આપ્યું નહિ. પણ આ બાઈએ મારા પગને પોતાનાં આંસુ વડે ધોયા અને પોતાના કેશથી લૂછ્યા. તું મારે પગે પડ્યો નહિ, પણ આ બાઈ આવી છે ત્યારથી મારા પગને છોડતી નથી. તેં મારા કપાળને પણ સુવાસિક અર્પ્યું નહિ, પણ આ બાઈએ મારા પગને એનો લેપ કર્યો. માટે હું કહું છું કે એનાં પાપો ઘણાં છે, છતાં એ સર્વે ધોવાઈ ગયાં છે; કારણકે એનો પ્રેમ વિશેષ છે. જેનાં પાપો ઓછાં ધોવાયાં છે, તેનો પ્રેમ પણ ઓછો છે." પછી સ્ત્રી તરફ વળી કહ્યું, "જા બહેન, તારાં સર્વ પાપો માફ થયાં છે." *

નીચેનું દૃષ્ટાંત એના જેવું જ અને એ જ પતિતપાવન વૃત્તિ દેખાડનારું છે:—

એક વાર કેટલાક પૂજારીઓ અને શાસ્ત્રીઓ એક સ્ત્રીને ઇશુ પાસે લઈ આવ્યા. તે બાઈ વ્યભિચાર કરતાં પકડાઈ ગઈ હતી. તેઓએ કહ્યું, મૂસાના ધારા પ્રમાણે આ બાઈને પથરા ફેંકીને મારવાની સજા કરવી જોઈએ. પણ તમારી શી આજ્ઞા છે?

**व्यभिचारिणीने माफी**

આમ કરવામાં તેમનો હેતુ ઇશુને કોઈ રીતે શબ્દોમાં બાંધી લેવાનો હતો. પણ ઇશુએ કશું સાંભળ્યું જ ન હોય તેમ મૌન રાખ્યું.

પછી તેઓએ તેને જવાબ આપવા વારંવાર આગ્રહ કર્યો. ત્યારે તેણે કહ્યું, તમારા પૈકી જે તદ્દન નિષ્પાપ હોય

* 'પાપોની માફી' ઉપર પાછળ નોંધ જુઓ.

તે એને પહેલો પથરો મારે. એમ બોલી વળી પાછું જમીન પર દૃષ્ટિ રાખી બેઠા.

આ સાંભળી તે માણસો એક પછી એક ઊઠીને ચાલતા થયા, અને થોડી વારમાં તે બાઈ એકલી જ ત્યાં રહી ગઈ.

તે જોઈ ઈશુએ તે બાઈને કહ્યું, તારા પર આરોપ મૂકનારાઓ ક્યાં ગયા? શું કોઈએ તને સજા ન કરી?

તેણે કહ્યું, ના પ્રભુ.

ઈશુએ કહ્યું, ત્યારે તારે ઘેર જા અને ફરીથી પાપ કરીશ નહિ.

પણ પંડિતો ઈશુને સમજી શક્યા નહિ. પાપને માફ કરવાની હિંમત બતાવનાર આ ઉદ્ધત પુરુષ કોણ, એમ એમને થયું, અને એમનો ઈશુ પ્રત્યેનો દ્વેષ વધતો જ ગયો.

फॅरिसीओनो द्वेष

બાર સાથીઓ ઉપરાંત કેટલીક સ્ત્રીઓ પણ હવે ઈશુ જોડે ફરવા લાગી. એ સર્વ સ્ત્રીઓનું જીવન ઈશુના ઉપદેશથી એટલું શુદ્ધ અને પવિત્ર બન્યું હતું કે જ્યારે ઈશુનો એના શિષ્યોએ પણ સાથ છોડ્યો ત્યારે એ જ એની પાસે ઊભી રહી હતી.

शिष्याओ

પછી ફૅરિસી લોકો ઈશુના ચમત્કારો વિષે એમ કહેવા લાગ્યા કે એણે મેલી વિદ્યા સાધી છે, અને એ ઈશ્વરનો દૂત નહિ પણ મલિન દેવનો ઉપાસક છે. આના જવાબમાં ઈશુ એમ કહેતો કે, “કોઈ પણ દેવ કે પ્રાણી પોતાની વિરુદ્ધ જાય એવું કાર્ય કરે નહિ. મલિન દેવ ભૂતોને અને

मलिन दैवतनो आरोप

આસુરી સંપત્તિને મનુષ્યોમાં પ્રેરે પણ એને કાઢે નહિ. હું મલિન દૈવતવાળો હોઉં તો તેની સાહાય્યથી ભૂતાદિકને કાઢી શકું નહિ."

माता अने भाईओनी अश्रद्धा

એક વાર ઈશુનો ઉપદેશ સાંભળી એક સ્ત્રી બોલી, "જેની કુખે આવો પુત્ર જન્મ્યો છે અને જેની છાતીએ ધાવ્યો છે તે માતાને ધન્ય છે." પણ જ્યારે અન્ય શ્રોતાઓ ઈશુના ઉપદેશથી આટલા આકર્ષાતા ત્યારે એનાં સગાં મા અને ભાઈઓ એને ચિત્તભ્રમ થયેલો અથવા ભૂતથી પીડાતો માનતાં. તેથી એણે પેલી સ્ત્રીને કહ્યું, "પણ જે મારાં વચન સાંભળીને પોતાના હૃદયમાં સાચવી રાખે છે, તે એથીયે (મારી માતાથીયે) વધારે ધન્ય છે."

दिव्यनी मागणी

ફેરિસીઓની પજવણી દિવસે દિવસે વધતી જ ગઈ. ઈશુ પોતે ખ્રિસ્ત છે એમ એણે કોઈક દિવ્ય પરીક્ષા આપી સિદ્ધ કરી બતાવવું એવી એ માગણી કરવા લાગ્યા. ઈશુને પોતાના ભાવિની ઝાંખી થતી હોય એમ જણાય છે. એ પોતાના મરણથી જ પોતાની પરીક્ષા આપશે એમ મોઘમપણે સૂચવતો.

शिष्योनी रवानगी

તોપણ એનું કાર્ય ચાલુ જ હતું. હવે એ પોતાના શિષ્યોને પણ ઉપદેશાર્થે મોકલવા લાગ્યો. એણે એમને પોતાની સાથે લાકડી, ભાથું, પૈસા કે એકથી વધારે વસ્ત્ર રાખવા મનાઈ કરી હતી. એ લોકો ફરી આવીને પાછા ઈશુને મળતા અને કરેલાં કાર્યનો અહેવાલ આપતા.

એક વાર વળી પાછો તંબુનિવાસ (સુક્કોથ) પર્વને સમયે ઈશુ યરુશાલેમ ગયો અને મન્દિરમાં ઉપદેશ દેવા લાગ્યો.

फेरिसीओनी जडता

એના ઉપદેશનો અર્થ જ ફૅરિસી લોકો સમજી શકતા ન હતા. ઈશુ આત્મનિષ્ઠ હતો, અને આત્મા શબ્દનો ઉચ્ચાર કર્યા વિના પોતાને અજર, અમર, સનાતન કહેવડાવતો હતો. એને સાંભળનારા એને સાડાત્રણ હાથના એક પૂતળા તરીકે જ જોતા, અને એટલો જ ઈશુ એમ માનતા. તેથી, જ્યારે એ કહેતો કે, 'તમે મને શોધી શકવાના નથી, હું રહું છું ત્યાં તમે પહોંચી શકવાના નથી,' ત્યારે લોકો એના શબ્દો સ્થૂલાર્થમાં જ સમજતા અને એ નાસવા – સંતાવા માગે છે એમ ધારતા. એ જ્યારે કહેતો કે, 'હું યહૂદીઓના પૂર્વજોથી પણ પહેલો છું,' ત્યારે ફૅરિસીઓ એને ગાંડો, જૂઠો, પૂર્વજોનું અપમાન કરવાવાળો કે નાસ્તિક સમજતા. એ જ્યારે પોતાને પરમેશ્વરનો પુત્ર કહેતો, ત્યારે એને બડાઈખોર માનતા. અને આ કારણથી એ ઝનૂની લોકો એના ઉપર ક્રોધથી ઊલટતા અને મારી નાંખવા તૈયાર થતા.

યહૂદીયા ભારતવર્ષ ન હતું. જે આધ્યાત્મિક કોટિની વાતો ઈશુ કહેતો તે સમજવા જેટલી શક્તિ ધરાવનાર ત્યાં

प्रजानो रोष

શ્રોતૃગણ જ ન હતો. ઈશુના શબ્દોમાં જ કહીએ તો, એનાં વચનમૌક્તિકો ડુક્કર આગળ વેરાતાં હતાં. એની આધ્યાત્મિક સ્થિતિ એ પ્રજા સમજી શકતી ન હતી, અને ઈશુ એમની વિધિઓ અને રૂઢિઓનું યથાશાસ્ત્ર પાલન કરતો નહિ. એના શિષ્યો વિશ્રાન્તિવાર બરાબર પાળતા નહિ, ઉપવાસો કરતા

નહિ, જમતાં પહેલાં હાથ ધોવાની કાળજી રાખતા નહિ, વગેરે વગેરે એમને મન મહત્ત્વની અને ધર્મના આવશ્યક ચિહ્નોની અવગણના થતી, તે એ ઝનૂની અને વહેમી પ્રજા સહન કરી શકતી નહોતી. આવાં કારણોને લીધે ઈશુનો જીવ હવે હર પળે જોખમમાં હતો. છતાં ચાર છ મહિના એને ગેલિલીમાં ફરી આવવાનું મળ્યું.

હજારો માણસો ઈશુનો ઉપદેશ સાંભળવા આવતા, પણ એનું શિષ્યત્વ સ્વીકારવા થોડા જ આતુર હતા. એ પણ હવે કોઈને પોતાના સાથી કરવા ઇચ્છતો

શિષ્યોની ઊણપ

નહોતો. જે પોતાનો ક્રૂસ લઈને ચાલી શકે તે મારા સાથીદાર થઈ શકે એમ એ કહેતો. માનવજાતિ પ્રત્યેના પોતાના પ્રેમની પરીક્ષા એણે મરણથી જ આપવી પડશે, એમ એ વારંવાર સૂચવતો; પણ એનો નિત્ય સહવાસ કરનારા શિષ્યો પણ એને સમજી શકતા નહિ. એ લોકોના મનમાં પણ ઊંડે ઊંડે એમ જ રહ્યું હતું કે, ઈશુ મોડા વહેલો યહૂદી લોકોનું ભૌતિક રાજ્ય સ્થાપશે. અને તેથી એ રાજ્ય પ્રાપ્ત થયા બાદ એને જમણે હાથે અને ડાબે હાથે બેસવાના એ મનોરથો કરતા. ઈશુ અને જેમની સાથે એ રહ્યો હતો તે બે વચ્ચે આટલું બધું બુદ્ધિનું અંતર હતું.

## નોંધ

**પાપોની માફી** — જેના જીવનમાં કદી નાનો મોટો દોષ થયો નથી એવો કોણ હશે? જો દોષોની માફી જ ન થાય તો જગતમાં એકે જીવને ઉન્નત થવાની આશા જ ન રહે. પણ ગમે તેટલું એક કાળે દોષિત જીવન વીત્યું હોય, છતાં જેના હૃદયમાં તીવ્ર અનુતાપની જ્વાળા સળગી ઊઠે

અને પ્રેમવૃત્તિનો ઉદ્ભવ થાય, એને માટે શાન્તિનું દ્વાર ઊઘડી જાય. ઈશુએ કરેલા કુલટાના ઉદ્ધારમાં શું કે સંતોએ કરેલા અજામિલના ઉદ્ધારમાં શું, આ જ વસ્તુનું પ્રતિપાદન છે. અનુતાપનો અગ્નિ અને પ્રેમનો સોહાગ હૃદયની સર્વ અશુદ્ધિ બાળી નાખી એને શુદ્ધ કાંચન જેવું કરવા શક્તિમાન થાય. એ સિવાય બીજો માર્ગ પણ નથી.

પતિતપાવનતા એ સંતોનો ગુણ છે. આત્મોન્નતિની સામાન્ય ઇચ્છાવાળાએ એનું અનુકરણ કરતાં સાવધ રહેવું. જ્યાં સુધી પોતાના હૃદયના વિકારો શાન્ત ન થયા હોય, જ્યાં સુધી દુષ્ટ દર્શન, દુષ્ટ શબ્દ, દુષ્ટ સંગતિ હૃદયમાં વિકારો ઉત્પન્ન કરી શકતાં હોય ત્યાં સુધી કદાચ મનની દુષ્ટ વૃત્તિઓ જ પતિતપાવનતાની મોહક વૃત્તિનું સ્વરૂપ લે; અને એક વાર એ વૃત્તિ ફસાવે તો અધોગતિના કયા ખાડામાં નાખી દે તે કહેવાય નહિ. આત્મોન્નતિનો ક્રમ આ પ્રમાણે છે:

(૧) જ્યાં સુધી હૃદયમાં વિકારો ઉદ્ભવે છે ત્યાં સુધી પ્રયત્નપૂર્વક સત્સંગનું અનુશીલન અને કુસંગનો અત્યંત સાવધાનતાપૂર્વક ત્યાગ.

(૨) જ્યાં સુધી દુષ્ટ પ્રતિ આપોઆપ કરુણા ઊઠતી નથી ત્યાં સુધી તેમની ઉપેક્ષા કરવી અને સજ્જનો પ્રત્યે પૂજ્યભાવના (મુદિતા) વધાર્યા કરવી. સજ્જન કેવળ પૂજ્ય ન લાગે, પણ એ જ આપણને પ્રિય બની જાય ત્યાં સુધી એ વૃત્તિઓને પોષ્યા જ કરવી. જે માણસો પ્રત્યે આપણને આદર — પૂજ્યભાવ — હોય છે તે આપણને પ્રિય પણ હોય છે એમ હમેશાં નથી હોતું. પણ જ્યાં સુધી પૂજ્યને પ્રિય નથી કર્યો ત્યાં સુધી આપણી અને એની વચ્ચે અંતર રહ્યા

જ કરવાનું. માટે પૂજ્યને પ્રિય બનાવી દેવા તરફ મનનું વલણ કરવું.

(૩) પૂજ્ય મિત્રભાવનાથી પ્રેમપાત્ર થાય ત્યારે દુષ્ટ અને પતિત કરુણભાવનાથી પ્રેમપાત્ર થઈ જાય. પછી પતિતનો ઉદ્ધાર કરવો જોઈએ એવો વિચારપૂર્વક પ્રયત્ન કરવો નહિ પડે, પણ એ સ્વભાવ બની જશે. જેનો એ સ્વભાવ થાય તે જ ખરો પતિતનો ઉદ્ધારક થાય.

તીવ્ર કરુણભાવનાથી પોષાયેલા વિશુદ્ધ પ્રેમનો પ્રવાહ હૃદયમાં વહેવા માંડે, પછી સ્પૃશ્યાસ્પૃશ્યતા જેવા વિધિનિષેધના કે હિંસાઅહિંસાના પ્રશ્નોના નિર્ણય કેમ કરવા એ વિષે શંકા જ નહિ રહે. એ પ્રવાહને રોકવા કોઈ સ્મૃતિ કે શાસ્ત્ર શક્તિમાન નહિ થાય. શુદ્ધ પ્રેમભાવની એ જ નિશાની કે જેના પ્રતિ પ્રેમ હોય તેની સેવા કરવા માટે એ પોતાના સર્વસ્વનો ત્યાગ કરાવી દે. શરીર, સગવડ, આરોગ્ય, ધન, લોકલજ્જા, ભૂખ-તરસ, અને છેવટે નરકવાસની ભીતિ પણ એને કરુણાપ્રેરિત માર્ગ લેતાં અટકાવી શકે નહિ. જ્યાં સુધી જેના પ્રતિ પ્રેમ છે તેવા તરફથી કિંચિત્ પણ સ્થૂળ અથવા માનસિક કે બૌદ્ધિક સુખ કે લાભ મેળવવાની આશા રહી છે ત્યાં સુધી શુદ્ધ પ્રેમ ઉદ્ભવ્યો નથી. શુદ્ધ પ્રેમ એ આપવાવાળો છે, લેવાવાળો નથી.

લોકલજ્જા અને શાસ્ત્રોક્ત વિધિનિષેધનું ઉલ્લંઘન કરનારા બે પ્રકારના લોકો હોય છે: સ્વચ્છંદી અને વિશુદ્ધ પ્રેમવાળા. વિશુદ્ધ પ્રેમ ન થાય ત્યાં સુધી લોકલજ્જા અને શાસ્ત્રમર્યાદાના પાલનમાં શ્રેય છે. વિશુદ્ધ પ્રેમવાળો લોક કે શાસ્ત્રની નીતિ-મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી, પણ સામાન્ય જનોની નિર્બળતાને

માન આપી વ્યવહારકુશળતાની દૃષ્ટિએ, લોક અથવા શાસ્ત્રે સત્ય, ન્યાય ઇત્યાદિ વૃત્તિઓ ઉપર પણ જે મર્યાદા બાંધી દીધી હોય છે તે મર્યાદામાં એ બંધાઈ રહેતો નથી; અને એ મર્યાદા ઉલ્લંઘવા માટે વ્યવહારબદ્ધ લોકો એની અપકીર્તિ, ઠેકડી કે નિંદા કરે તેને એ ગણકારતો નથી તથા તેટલા પૂરતો શાસ્ત્રો પ્રતિ પણ ઉદાસીન થાય છે. સ્વચ્છંદી મનુષ્ય તો નીતિઅનીતિને માનતો જ નથી; સત્ય, અહિંસા, દયા, ક્ષમા, ઇંદ્રિયજય ઇત્યાદિ વૃત્તિઓ માટે એને આદર કે પ્રેમ નથી; એ નાસ્તિક છે. લોકલજ્જા કે શાસ્ત્રોક્ત મર્યાદાનો—કોઈક વિશુદ્ધ પ્રેમવાળાનું અનુકરણ કરીને અથવા એનાં વચનો ટાંકીને પણ — એ ત્યાગ કરે તેમાં સમાજનું કલ્યાણ નથી. એ તો પાખંડ અને દંભને વધારવાવાળો છે. એથી ઉન્નતિની ઇચ્છાવાળાએ અત્યંત સાવધ રહેવું; એનો સંગ ન જ કરવો. એના કરતાં મર્યાદામાં રહેનારો હજાર દરજ્જે સારો. વિશુદ્ધ મનુષ્યનાં સત્યાદિક સંપત્તિ અને ઇંદ્રિયજય લોકોએ સ્વીકારેલાં ધોરણ કરતાં ઊંચાં હોય, પણ નીચાં ન જ હોય. એ વિધિ-નિષેધનો ત્યાગ કરે તે માત્ર બાહ્ય ક્રિયાઓ અને રૂઢિઓના વિષયમાં, એ ખાસ ધ્યાનમાં રાખવું. દંભને ઓળખવાની એ જ કસોટી છે.

## ૬

# ગુરુદ્રોહ

પાછું પેસાહ પર્વનું ટાંકણું આવી લાગ્યું અને ઈશુ છેલ્લી વાર યરુશાલેમ આવવા ઊપડ્યો. એણે ઉપદેશ કરવા માંડ્યા બાદ આ ત્રીજું વર્ષ હશે. એનું વય વધારેમાં

वळी पेसाह पर्व

વધારે ૩૩ વર્ષનું હશે. એણે આટલા ટૂંકા સમયમાં પુષ્કળ આન્દોલન કર્યું હતું. ફેરિસીઓ અને પૂજારીઓ એના દુશ્મન થઈ બેઠા હતા અને એને મારી નંખાવવા કોઈ પણ ઉપાય લેવા તૈયાર હતા. એના ઉપર બીજા દોષો સાબિત ન થાય, તો છેવટે એને રાજ્યદ્રોહી ઠરાવી સરકાર દ્વારા પણ એનો અન્ત આણવા ઉત્સુક હતા. એટલે એ હેરોદના પક્ષના માણસો સાથે ભળી ગયા. સેડ્યૂસીઓ એની ઠેકડી કરવામાં મજા માનતા. મ ત્ર એના પોતાના શિષ્યો તથા બીજા વગ વગરના લોકોને એને વિષે સદ્ભાવ હતો; પણ એમનામાંયે નિર્ભયતા નહોતી અને ઐહિક અભિલાષાઓ સ્પષ્ટપણે રહી હતી.

પેસાહ પર્વ શરૂ થાય તેના છએક દિવસ પહેલાં યરુશાલેમ પાસેના બેથેની નામે ગામમાં

सत्यनी नीडर उपासना

ઈશુ અને તેના બાર શિષ્યો આવી પહોંચ્યા અને પૂર્વે ઈશુને હાથે સાજા થયેલા એક માણસને ઘેર એ લોકોએ મુકામ કર્યો.

માથે શત્રુઓનું વાદળ ઘેરાઈ રહ્યું હતું, છતાં એને જે સત્ય લાગ્યું તેનો યરુશાલેમના મન્દિરમાં જઈ ઉપદેશ કરવાનું એણે છેલ્લા દિવસ સુધી છોડયું નહિ. પેસાહ પર્વ શુક્રવારની સાંજે શરૂ થાય. ગુરુવારને દિવસે પણ એણે યરુશાલેમના મન્દિરમાં જઈ ઉપદેશ કર્યો. મન્દિરમાં ભરાતાં બજારને વળી ખાલી કરવા એ ફરમાવતો રહ્યો. એમ સમજાય છે કે, સદ્બુદ્ધિ અને સદુદ્દેશ છતાં ઈશુની વાણીમાં તીખાશ વધતી જતી હતી. એનાથી પાપ સહન થતું ન હતું. પાખંડ જોઈ એનું હૈયું ઊકળી રહ્યું હતું, એ પણ એ તીખાશનું કારણ હોય. પણ તીખાશને લીધે કેટલેક અંશે એ સમભાવ પણ ખોઈ બેઠો.

એનાં આવાં વર્તન માટે પૂજારીઓએ ઈશુ પાસે શાસ્ત્રનો આધાર માગ્યો. ઈશુએ જે જવાબ વાળ્યો તે એની આધ્યાત્મિક સ્થિતિને અનુસરીને હતો. એ શાસ્ત્રોનો શો આધાર આપે? એના શુદ્ધ ચિત્તમાં જે સત્ય લાગતું હતું તે પ્રમાણે એ બોલતો હતો. પણ એની સ્થિતિ સમજવા જેટલી પૂજારીઓની શક્તિ જ ન હતી. એ તો દ્વેષથી ભરેલા હતા. ઈશુને એના જ શબ્દોથી કેમ ફસાવી શકાય એ જ તેઓ શોધી રહ્યા હતા. એમની આગળ ઈશુની જ્ઞાનચર્ચા નકામી જ જતી હતી. છતાં એની લોકપ્રિયતાથી તેઓ ડરતા હતા, અને એને પકડવા ઉપાયો ખોળી રહ્યા હતા. એટલામાં ઈશુનો શિષ્ય જ એમના હાથમાં ક્રૂસનું લાકડું થવાને ગયો.

ઈશુની પૂજા

એક રાત્રે ઈશુ બેથેનીમાં પોતાના યજમાનને ત્યાં બેઠો હતો, એટલામાં એક સ્ત્રીએ આવી સુગંધી અને મૂલ્યવાન અત્તર એના મસ્તક પર રેડયું અને એની ખૂબ ભાવથી પૂજા કરી.

યેહૂદાથી આ જોઈ શકાયું નહિ. તે કહેવા લાગ્યો, 'આ શો બગાડ! આની સારી કિંમત ઊપજત અને તે ગરીબને આપી શકાત!' ઈશુએ કહ્યું, 'ભાઈ, એની અભિલાષા પૂરી થવા દે. આ શરીરની પૂજા ફરીથી દાટતી વખતે જ થશે.'

એમ લાગે છે કે આ પૂજા કેવળ મૂગે મોઢે નહિ થઈ હોય. એની સાથે ઈશુનો જયજયકાર બોલાયો હશે, અને કદાચ તે ઘોષણામાં એને યહૂદીઓના રાજા તરીકે વિશેષવામાં આવ્યો હશે. કારણ કે બીજે જ દહાડે જ્યારે યરુશાલેમમાં ખબર પડી કે ઈશુ આવે છે, ત્યારે ઘણા લોકો ઈશુને વાજતે ગાજતે પધરાવવા સામા ગયા, અને મંગળસૂચક ધ્વનિ તથા તાડીનાં પાંદડાંની ધજા ઉડાવવા લાગ્યા અને 'યહૂદીઓના રાજા ઈશુનો જય' એમ ગર્જના કરવા લાગ્યા.

યેહૂદાથી ઈશુને મળતું માન ન દેખી ખમાયું. એનું મન કેટલાક વખતથી ઈશુ વિરુદ્ધ વળ્યું હતું. એણે આ અભિષેક રાજ્યાભિષેકના જેવો જ ગણ્યો. મત્સરથી બળતો તે ફેરિસી અને પૂજારીઓને જઈ મળ્યો અને સારું ઇનામ મેળવવાની શરતે ઈશુને એમના હાથમાં સપડાવવા તૈયારી બતાવી. ફેરિસીઓએ આ લાગ તુર્ત જ હાથ કર્યો અને એને મોંમાગ્યા દામ ચૂકવી આપ્યા. ઇશુ રાજ્યદ્રોહી છે એમ જુબાની આપવા, અને ઈશુને ઓળખાવી પકડાવવા યેહૂદાએ વચન આપ્યું.

યેહૂદાનો મત્સર

પેસાહ પર્વ શરૂ થયા પછી તે પૂરું થાય ત્યાં સુધી મનુષ્યહિંસા ન થઈ શકે એવું યહૂદી ધર્મનું ફરમાન હોવાથી, તુર્તાતુર્ત જ ઈશુનું કાસળ કાઢી નાખવું જોઈએ એમ એના શત્રુઓને

मरवानी तैयारी

લાગ્યું. ઈશુ રાતવાસો બેથેનીમાં અથવા આજુબાજુના ડુંગરાઓમાં કરતો. એના શિષ્યો એની સાથે જ રહેતા. એને માથે મોત ઝઝૂમે છે એમ એ સારી પેઠે જાણતો હતો. એ રાતદિવસ ઈશ્વરચિંતનમાં જ ગાળવા લાગ્યો. આ સંકટમાંથી બચાય તો સારું એમ એને લાગી આવતું, પણ 'ઈશ્વરેચ્છા'ને આધીન થવા એ તૈયારી કરતો હતો.

ગુરુવારે સાંજે ઈશુ એના શિષ્યો સહિત યરુશાલેમમાં જ એક ભક્તને ત્યાં ગયો. બીજી સાંજથી વ્રતો શરૂ થાય માટે આગલી રાત્રે ઉજાણી કરવાનો રિવાજ હોય એમ લાગે છે. ભક્તને ત્યાં સર્વે જમવા બેઠા. યેહૂદાના મનમાં કપટ છે એમ ઈશુ ચેતી ગયો હતો, અને તે એણે જમતાં જમતાં કહી પણ બતાવ્યું. સર્વે શિષ્યોને સાવધાન અને વફાદાર રહેવા ચેતવ્યા. શિષ્યોની અડગતા વિષે કાંઈક અણવિશ્વાસ પણ સૂચવ્યો. એટલે અગ્રગણ્ય શિષ્ય પિટર બોલી ઉઠ્યો કે, 'બધા બેવફા થાય, પણ હું તો ન જ થાઉં.' પણ ઈશુએ ભવિષ્ય ભાખ્યું કે 'કૂકડો બોલે તે પહેલાં ત્રણ વાર તું મારા સાથીપણાનો ઇન્કાર કરીશ.'

છેલ્લું ભોજન

એ રાત્રે ઈશુ શહેર બહાર ઑલિવની ટેકરી પર પ્રાર્થના કરવા ગયો. સાથે પિટર અને બીજા શિષ્યો રાખ્યા. એણે શિષ્યોને કહ્યું, 'મને હવે કશું ગમતું નથી. જીવન એટલું નીરસ લાગે છે કે કદાચિત્ પ્રાણ નીકળી જાય; માટે હું પ્રર્થના કરું ત્યારે મને સંભાળજો.' પ્રભુની ઇચ્છાને પ્રતિકૂળ ન હોય તો માથે ઝઝૂમતાં સંકટમાંથી એણે ઊગરવા પ્રાર્થના કરી. થોડી

ટેકરી પર

વાર પ્રાર્થના કરી વળી શિષ્યો આગળ આવ્યો, તો તે ઊંઘતા હતા. ઈશુએ તેમને જગાડ્યા અને રાત્રિ પ્રાર્થનામાં વિતાડવા વીનવ્યા. પાછો એ પ્રાર્થનામાં લાગ્યો, અને શિષ્યો પાછા ઊંઘમાં પડ્યા. એમ ત્રણ વાર થયું, અને ત્રીજી વાર પણ શિષ્યોને ઊંઘતા જોઈ તે બોલ્યો, 'તમારી નિદ્રા શાંતિમય થાઓ. તમારો સાથી હવે વિરોધીઓના હાથમાં પકડાય છે.'

એટલામાં યેહૂદા એક હથિયારબંધ ટોળી સાથે ત્યાં ચડી આવ્યો. ટોળીના મુખીને એણે કહ્યું કે જેના હાથને હું ચુંબન કરું તેને પકડી લેવો. એમ કહી, ઈશુ પાસે આવી એને ચુંબન કર્યું. ઈશુએ કહ્યું, 'ભાઈ, તારું કામ કરી લે.' ટોળાંએ એને પકડી લીધો. પિટર એટલામાં જાગી ઊઠ્યો અને પહેલા આવેશમાં તલવાર ખેંચી કાઢીને મહાપૂજારીના નોકર પર ઉગામી. એથી નોકરનો કાન ઊડી ગયો. આ જોઈ ઈશુ બોલ્યો, 'ભાઈ તારી તલવાર મ્યાન કર; કારણ કે જે તલવાર ઉગામશે તે તલવારથી જ મરશે. હું બાર લાખ ફિરસ્તાઓને મારા રક્ષણને માટે બોલાવી શકું એમ છું, પણ એ રીતે મારે બચવું નથી. મારું મરણ જ મારી સેવા છે.' પછી ટોળાં તરફ ફરીને કહ્યું, 'આ નકામી ધમાલ શું કામ મચાવી? મંદિરમાં જ તમે મને પકડી શકતા હતા. આટલાં ટોળાંની શી જરૂર હતી? હું કાંઈ ધાડપાડુઓનો સરદાર છું?' પણ આટલી વારમાં પેલા અન્તેવાસીઓ પલાયન થઈ ગયા.

धरपकड

## ૭

# ક્રૂસારોહણ

ઈશુને મહાપૂજારી ઘેર લઈ ગયા. ત્યાં એકોતેરી સભા આગળ એના ઉપર મુકદ્દમાનો ઢોંગ ચાલ્યો. એના શિષ્યો પૈકી માત્ર પિટર જ એ તપાસનું પરિણામ

तपास

જોવા ગયો હતો. પરંતુ એ પણ અધિકારીઓમાં જઈને સગડીએ તાપવા બેસી ગયો હતો. ઘણી વારે બે સાક્ષીઓ ઈશુ સામે જુબાની આપવા ઊભા થયા. તેમણે કહ્યું કે, 'ઈશુએ કહેલું કે હું પ્રભુનું મંદિર તોડીને બીજું ત્રણ દિવસમાં નવું કરી શકું.' આ સાંભળી મહાપૂજારીએ ઈશુને પૂછ્યું, 'કેમ આ ખરું છે કે?' ઈશુએ કશો જવાબ આપ્યો નહિ.

ત્યારે મહાપૂજારીએ કહ્યું, 'હું તને ઈશ્વરની આણ આપીને મારા આ પ્રશ્નનો ઉત્તર આપવા કહું છું. બોલ, તું શું ઈશ્વરનો અભિષિક્ત પુત્ર છે?'

ઈશુએ કહ્યું, 'તમારા શબ્દો સાચા છે. હવે તમે મને પ્રભુને જમણે હાથે બેઠેલો જોશો.'

આ સાંભળતાં જ મહાપૂજારી બોલી ઊઠ્યો, 'જુઠ્ઠો! નિંદાખોર! બસ, હવે વિશેષ સાક્ષીનું શું કામ છે? એણે અહીં જ ઈશ્વરનો દ્રોહ કર્યો છે.'

સર્વે સભાએ ઈશુ પર ફિટકારનો વરસાદ વરસાવ્યો. કોઈ મોં ઉપર થૂંક્યા, કોઈ કે તમાચા માર્યા અને કોઈ ઠેકડી-પૂર્વક પૂછવા લાગ્યા, 'તું ખ્રિસ્ત હોય તો કોણે તને પાછળથી ટપલો માર્યો તે કહે.'

'એને મારી નાંખો, મારી નાંખો.' એવી સર્વે બૂમ પાડી ઊઠ્યા.

આટલો વખત પિટર શું કરતો હતો? મહાપૂજારીની એક નોકરડીએ એને સગડી આગળ તાપતો જોઈ કહ્યું, 'આ તો ઈશુનો સાથીદાર છે!' પિટરે કહ્યું, 'તું શું ખોટું બોલે છે? હું તો એને જાણતો પણ નથી.'

पिटरनी कायरता

એ બહાર નીકળ્યો, ત્યાં બીજી દાસીએ પણ એ જ આક્ષેપ કર્યો. વળી એ બોલ્યો, 'આ શો જુલમ! હું કાંઈ જાણતોયે નથી!'

અને વળી ત્રીજી વાર એણે સોગંદ લઈ કહ્યું, 'હું એ માણસને મુદ્દલે ઓળખતો નથી.'

તરત જ કૂકડો બોલ્યો અને પિટરનું ચિત્ત જાગ્રત કરી ગયો. ઈશુએ આ સર્વ જોયું હતું. પિટર શરમાઈ ગયો. ત્યાંથી એ મોઢું છુપાવી નાઠો અને ખૂબ રડ્યો. એને અત્યંત પશ્ચાત્તાપ થયો.*

---

* જેમ પાછલી ઉંમરે એક વાર ભારે મંદવાડ વેઠ્યા પછી સાજા થઈએ તોપણ મંદવાડની કાંઈક નિર્બળતા ઘણુંખરું રહી જ જાય, તેમ એક વાર સત્ત્વહાનિ થયા પછીનો પશ્ચાત્તાપ ચિત્તને શુદ્ધ કરે તોપણ નિર્બળતાની કાંઈક નિશાની રાખી જ રહે છે. એ નિર્બળતાનો

આ સભાને દેહાંતદંડ કરવાની સત્તા નહોતી. પણ એ દેહાંતદંડને યોગ્ય છે એવું ઠરાવી, એ ઈશુને સૂબા કને મોકલી શકતા હતા. વળી, પેસાહ પર્વની શરૂઆતને દિવસે યહૂદીઓ પોતે નરહિંસા કરવા ખુશી નહોતા, માટે રોમન સૂબાની મારફતે પરભારું ઈશુનું નિકંદન થાય તો સ્મૃતિની આજ્ઞા પળે એવી પણ ઇચ્છા રહી હતી. આ વિચારથી એકાંતેરીએ ઈશુને બાંધીને સૂબા પાસે મોકલી દીધો. એને ઘેર પહોંચતાં સુધી રસ્તામાં ઈશુ ઉપર અત્યંત નિર્દય વર્તન ચલાવવામાં આવ્યું.

**સૂબા પાસે રવાનગી**

---

સંસ્કાર જીવન પર્યંત કનડ્યા કરે છે, અને તેથી એનું ચિત્ત શુદ્ધ થયું હોય તોપણ એનું ઘણું તેજ પડતું નથી. આનો અર્થ એ નથી કે પશ્ચાત્તાપની કિંમત નથી, કે એ નિયમને અપવાદ ન હોય. જે વિષયમાં પોતાને હાથે પોતાની સત્ત્વહાનિ થઈ ગઈ હોય તે વિષયમાં સર્વ કષ્ટો અને પ્રાણની પણ દરકાર રાખ્યા વિના પાછું સત્ત્વ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન થાય તો વળી શુદ્ધ સત્ત્વ ઝળકી ઊઠે. જેટલો મલિનતાનો ભોગ થયો હોય તેટલો એને બાળવાને બળવાન તાપ જોઈએ. સત્ત્વને પાછું પ્રાપ્ત કરવાની તીવ્ર પ્રવૃત્તિ એ જ એનું પ્રાયશ્ચિત્ત. જેમણે પોતાના જીવનમાં કદી સત્ત્વ ખોયું નથી તે મહાપુરુષોને ધન્ય છે! ભયથી, કાયરતાથી, ખોટું છે એવું ભાન હોય, કરતી વેળાએ જ અન્તઃકરણનો પોકાર સામે ઊઠતો હોય છતાં માનસિક નિર્બળતાને વશ થઈ કરવામાં આવેલું કર્મ સત્ત્વને હાનિ પહોંચાડનારું છે.

પિટરમાં પણ એની સત્ત્વહાનિની નિર્બળતા જીવન પર્યંત ટકી રહી હતી.

દરમ્યાન પેલા યેહૂદાને એકાએક પશ્ચાત્તાપ ઉદ્‌ભવ્યો. કેવળ નિર્દોષ જ નહિ, પણ પોતાની ઉપર જેના અનેક ઉપકારો થયેલા, જેની જોડે એ એક ભાણામાં બેસીને જમેલો, જેણે એને અનેકવાર છાતી સાથે ચાંપેલો, તે પોતાના કૃપાળુ ગુરુને પશુ જેવા માણસોના હાથમાં સોંપી દીધો, એ વિચારે એના હૃદયને કોતરી નાખ્યું. એ સભાસદો પાસે ગયો અને પોતાનું ઇનામ પાછું આપવા માંડયું. એ ઈશુને માટે કરગરવા લાગ્યો. પણ સભાસદો કહેવા લાગ્યા, 'હવે અમને શું? તારું પાપ તું જાણે!' યેહૂદાને એટલો શોક થયો કે એણે ફાંસો ખાઈ આપઘાત કર્યો.

**યેહૂદાનું પ્રાયશ્ચિત્ત**

પૂજારીઓએ લાંચના પૈસા પાછા લીધા, પણ પાપના પૈસા પાછા ખજાનામાં નાંખતા અચકાયા. એ પૈસામાંથી એક ખેતર વેચાતું લેવામાં આવ્યું અને તેને પરદેશીઓનાં શબ દાટવા મહાજનને સોંપ્યું. પાપના પૈસામાંથી લીધેલું એ ખેતર 'પાપક્ષેત્ર'ને નામે પ્રસિદ્ધ થયું.

**સૂબા પાસે તપાસ**

સુબા પાસે ઈશુની તપાસ ચાલી. મહાપૂજારી અને પૂજારીઓએ ઈશુની વિરુદ્ધ જુબાનીઓ આપી. પણ ઈશુએ બચાવમાં એક શબ્દ પણ કહ્યો નહિ. સૂબાએ તેને પૂછ્યું, 'તું પોતાને યહૂદીઓનો રાજા કહેવડાવે છે એ વાત ખરી કે?'

ઈશુ બોલ્યો, 'આ તારો આરોપ છે કે તું બીજાના કહેવાથી મૂકે છે?'

સૂબાએ કહ્યું, 'હું થોડો જ જાણું છું! તારી જાતવાળા જ આમ બોલે છે, અને તને મારી પાસે લાવ્યા છે.'

આ ઉપરથી ઈશુએ તેને સમજાવ્યું, "હું જે રાજ્ય વિષે બોલું છું તે પૃથ્વીનું ભૌતિક રાજ્ય નહિ, પણ પ્રભુનું આધ્યાત્મિક રાજ્ય છે. હું સત્યનો સાથી છું, સત્ય માટે મારો જન્મ છે અને સત્ય ધર્મનો હું રાજા છું."

આ સાંભળી સૂબો યહૂદીઓ ભણી વળ્યો. એને ઈશુ કેવળ નિર્દોષ માલૂમ પડ્યો, અને તે છતાં એણે કાંઈ ધર્મ-ભંગ કર્યો હોય તો પેસાહ પર્વને ટાંકણે એક યહૂદીની શિક્ષા માફ કરવાના રિવાજ મુજબ એ ઈશુને છોડી દેવા ઇચ્છતો હતો. પણ યહૂદીઓ પોકારી ઊઠ્યા, 'એને નહિ, એને નહિ. બારાબાસને છોડો.' આ બારાબાસ એક લૂંટારો હતો.

સૂબો નાઇલાજ થયો. એણે આ ખટપટમાંથી છૂટવા બીજી યુક્તિ રચી. એને ખબર પડી કે ઈશુ ગેલિલીનો વતની છે. ગેલિલીના લોકો ઉપર હેરોદનો અધિકાર હોવાથી એણે ઈશુને એની પાસે મોકલવા ઠરાવ્યું. હેરોદ આ વખતે યરુશાલેમ જ હતો.

**હેરોદ પાસે**

હેરોદે ઈશુ વિષે બહુ સાંભળ્યું હતું. એણે ઈશુને ચમત્કાર કરી બતાવવા કહ્યું, પણ ઈશુએ તેની ઇચ્છા પાર પાડી નહિ. એણે પોતાની પત્નીના આગ્રહથી યોહાનનો શિરચ્છેદ કરાવ્યો હતો, પણ ઈશુએ એનો કશો અપરાધ કર્યો નહોતો. એટલે એણે ઈશુની ઠેકડી કરવાના ઇરાદાથી એના શરીર પર એક જૂનો શાહી પોષાક નાખી એને સૂબા પાસે પાછો બાંધી મોકલી દીધો.

**फटकानी शिक्षा अने अपमान**

સૂબાએ યહૂદીઓને પોતાની હઠ છોડવા વળી વીનવ્યા. એણે એમને ખુશ કરવા ઈશુને ફટકાની શિક્ષા કરી. એના શિર ઉપર કાંટાનો તાજ કરીને પહેરાવ્યો. લોકો સમક્ષ ઊભો કરી, 'જય, યહૂદીઓના રાજા, જય' કહી તમાચા અને મુક્કા માર્યા અને એટલેથી ઈશુને જતો કરવા ઇચ્છા દર્શાવી.

**लोहीतरस्या जातिबंधुओ**

પણ લોકો તો ઝેરી થયા હતા. એમણે 'ઈશુને ક્રૂસ પર ઠોકી દો, ક્રૂસ પર ઠોકી દો,' એવી એક સરખી રાડો ચલાવી. આથી સૂબો ચિંતાતુર થયો. એને માફ કરવાનો અધિકાર તો હતો જ. પણ યહૂદીઓ કહેતા, 'તું બાદશાહનો વફાદાર નોકર હોય તો ઈશુને ક્રૂસ ઉપર ચડાવી દે.' ઈશુ ઉપર રાજા કહેવડાવવાનો આરોપ હતો. સૂબો પોતે બાદશાહનો કાંઈક અળખામણો થઈ પડ્યો હતો. એકોતેરી સભાની ઇચ્છા વિરુદ્ધ એક રાજ્યદ્રોહીને છોડી દે, તો મહાપૂજારી વગેરે વગવાળા લોકો એની ઉપર બાદશાહની ખફામરજી વધારાવે, એનો એને ભય હતો. તોપણ એણે લોકોને કહ્યું, 'હું તમારા રાજાને કેમ મારું?' લોકો ઉશ્કેરાઈ ગયા. એ બોલ્યા, 'બાદશાહ સિવાય અમારે કોઈ બીજો રાજા નથી.'

**देहान्तदंड**

છેવટે પૂજારીઓની માગણીને વશ થઈ સૂબાએ ઈશુને મારાઓને સોંપ્યો. ગ્રીક, લાટીન અને હિબ્રૂ ભાષામાં 'યહૂદીઓનો રાજા નેઝેરેથનો રહીશ ઈશુ' એવા શબ્દોવાળું એક પાટિયું તેના ક્રૂસ પર લટકાવવા સૂબાએ લખી આપ્યું. પૂજારીઓએ આ શબ્દો સામે વાંધો ઉઠાવ્યો. તેમણે 'રાજા'ની

પછી 'કહેવડાવનારો' શબ્દ ઉમેરવા કહ્યું. પણ સૂબાએ કહ્યું કે 'લખાયું તે લખાયું.' *

ઈશુ મારાઓની સાથે લાકડાનો એક મોટો ક્રૂસ ઉપાડીને વધભૂમિ તરફ ચાલ્યો. લોકોનું ટોળું એની મશ્કરી કરતું, મારતું, અપમાન કરતું, એના ઉપર થૂંકતું પાછળ ગયું. એ હાથ અને પગ ઉપર લાંબા ખીલા ઠોકવામાં આવ્યા અને ક્રૂસ ઊભો કરવામાં આવ્યો. એનાં કપડાં મારાઓને ઇનામમાં મળ્યાં. તે જ દિવસે બે ચોરોને પણ એ જ શિક્ષા થઈ હતી. એ બન્નેના ક્રૂસ એની બે બાજુએ ઊભા થયા.

क्रूसारोहण

એના ક્રૂસ પાસે કોણ ઊભું હતું? એની મા, માશી અને બીજી બે સ્ત્રીઓ, તથા બાર પૈકી એક જ શિષ્ય નાનો યોહાન એના સ્મશાનના મિત્રો થયા હતા. પ્રાણ જતાં પહેલાં ઈશુએ યોહાનને એની માતાની સંભાળ લેવા ભલામણ કરી.

કેટલાક કલાક સુધી તીવ્ર વેદના ભોગવી 'મારા પ્રભુ, મારા પ્રભુ, તેં મને કાં છોડી દીધો' એવી એણે એક વાર ચીસ પાડી. એનું ગળું સુકાતું હતું. સ્ત્રીઓએ ઊંચે ચડી એના ગળામાં દ્રાક્ષારસ રેડ્યો. ત્યાર પછી વળી 'મારો આત્મા તને સોંપું છું' એમ એક વાર પોકાર કરી તેણે પોતાના પ્રાણ છોડી દીધા.

---

* આવું પાટિયું લખવામાં સૂબાનો ઉદ્દેશ પોતાનો રાજ્યમદ દર્શાવી યહૂદીઓનું અપમાન કરવાનો જણાય છે. 'કહેવડાવનારો' શબ્દ ઉમેર્યો હોત તો યહૂદીઓને અપમાન ન લાગત. પણ સૂબાને તો જણાવવું હતું કે, 'હું તો તમારા ખરા રાજાના પણ આવા હાલ કરી શકું; મને કાંઈ તમારી પરવા નથી.'

એના બલિદાનની અસર ભારે થઈ: જોકે એની પાસે રહેવાની હિંમત તે વખતે બે ચાર સ્ત્રીઓ અને નાનો યોહાન સિવાય કોઈ તે સમયે બતાવી શક્યું નહિ, તોપણ એના મરણ પછી એના શૌર્યનો વારસો એના અનુયાયીઓમાં ઊતર્યા વિના રહ્યો નહિ. એણે વાવેલું નવયુગનું બીજ ફાલીને ભારે મોટું વૃક્ષ થયું. એના મરણ પછી ઘણા યહૂદીઓ પણ ખ્રિસ્તી થયા અને ઘણાઓએ સત્યને માટે પ્રાણાર્પણ કર્યું. જે સામ્રાજ્યસત્તાએ એને દેહાન્તદંડ ફરમાવ્યો તે સત્તા પણ એ નવા ધર્મમાં લીન થઈ ગઈ. પણ ખ્રિસ્તીઓ અને યહૂદીઓ વચ્ચે તીવ્ર વેર બંધાયું, અને ખ્રિસ્તીઓના હાથમાં સત્તા આવતાં યહૂદીઓના ઘણા હાલહવાલ થયા. એ દેશ વિનાના ભટકતા થઈ ગયા, અને આજેયે તેમની સ્થિતિ ઘણી દયામણી જ છે. પણ બીજી રીતે એમનોયે વારસો કાંઈ નાશ પામ્યો નહિ. ધન, તીર્થ, વિધિઓ અને દ્વેષની એમની જડ ઉપાસના ખ્રિસ્તીઓમાં ઊતરી રહી. દૈવાસુર સંપત્તિ વચ્ચેની લડાઈ આળસી નહિ જ. યરુશાલેમનું તીર્થસ્થાન, જે ક્રૂસ પર ઈશુનો પ્રાણ ગયો તે લાકડું, ક્રૂસનો આકાર, એ સર્વે પૂજ્યતાને પામ્યાં. પછીના કાળમાં એ જડ પૃથ્વીના કટકા ઉપર સત્તા મેળવવા અનેક વાર લોહીની નદીઓ વહી અને હજુ એ જગ્યા માટેના ઝઘડા મટયા નથી. પણ એનો ઉપદેશ? એની સત્યોપાસના? એનું ધર્મરાજ્ય? . . . સર્વેને પ્રભુના ધામમાં પહોંચવું છે. પણ કેવી રીતે? પોતાના વિકારોનો નાશ કર્યા વિના, ઇન્દ્રિયો અને મનને જીત્યા વિના, ચિત્તને શુદ્ધ કર્યા વિના, ભોગોના ત્યાગ વિના, સ્વાર્થવૃત્તિને અને વિલાસની

उपसंहार

તૃષ્ણાને છોડ્યા વિના, જ્ઞાન વિના, પુરુષપ્રયત્ન વિના, નિરહંકારિતા વિના કેવળ કોઈ બીજો સ્વર્ગમાં લઈ જાય તો તેમાં કૂદકો મારી દેવાની ઇચ્છા છે! સંત થયા વિના સંતની સાથે બેસવું છે. એ કેમ બનશે? જેમ ઉષ્ણતા વિના અગ્નિપણું સંભવે નહિ તેમ સાધુતા વિના શાન્તિ ન જ મળે. જેમ પોતાની ભૂખ ભાગવા પોતાનાં જ જડબાં હલાવવાં પડે તેમ પોતાનો ઉદ્ધાર પોતા વડે જ થવાનો. પોતે સંતતા પ્રાપ્ત કર્યા વિના પ્રભુનું ધામ ન જ મળે, એ સત્ય જ્યાં સુધી આપણા હૃદયમાં ઠસે નહિ ત્યાં સુધી પોતાના ઇષ્ટ દેવ પરની તારક તરીકેની અખૂટ શ્રદ્ધા પણ મૂઢપણાની જ રહેવાની. સંતોનાં ચરિત્રો સંતતા પ્રાપ્ત કરવા માટે માત્ર માર્ગદર્શક છે. ઉદ્ધાર પોતે સંત થવામાં છે; સંતની મૂર્તિઓ કે એમની પ્રસાદીનાં સ્થાનો કે ચીજોને કેવળ પૂજવામાં નથી. સંતની કેવળ પૂજા એ બસ નથી. સંત પ્રિય બને, એ વહાલો બની જાય, એના ગુણો સાથે એ આપણા હૃદયમાં નિવાસ કરે, એની અને આપણી વચ્ચે અન્તર ન રહે, તો જ એનું જીવન સાર્થક, આપણો મોક્ષ અને જગતનું કલ્યાણ. અસ્તુ.

## નોંધ

**ઈશુનું ફરી ઊઠવું** — ઈશુના ચમત્કારોમાં મર્યા પછી ત્રીજે દિવસે ફરીથી જીવતા થવું એવો એક ચમત્કાર વર્ણવાય છે, અને તે ખ્રિસ્તી ધર્મની સચ્ચાઈનો એક મોટો પુરાવો લેખાય છે. જે આ વાત ન સ્વીકારે તે શ્રદ્ધાળુ ખ્રિસ્તી ન ગણી શકાય. કથા આ પ્રમાણે છે:

ઈશ્વરના યુવરાજના અવતાર વિષે યહૂદી ધર્મગ્રંથોમાં જે આગાહીઓ છે, તેમાં યુવરાજને ઓળખવાની જે નિશાનીઓ

આપી છે તેમાંની એક એ કહેવાય છે કે, તેને દુષ્ટ લોકો મારી નાંખશે, પણ તે ત્રીજે દિવસે પોતાની કબરમાંથી પાછો ઊઠશે અને પોતાના ભક્તોને દર્શન દેશે. ઈશુ જો સાચે જ ઈશ્વરનો યુવરાજ હોય તો તેના જીવનમાંથી આ આગાહી ખરી પડ્યાનું પ્રમાણ મળવું જોઈએ. ઈશુના જીવનચરિત્ર લખનારા કહે છે કે, એ વાત પુરાણોમાં લખ્યા મુજબ બરાબર બની હતી.

ઈશુને ક્રૂસ કર્યા પછી લગભગ નમતે પહોરે તેનો પ્રાણ ગયો. સાંજે પેસાહનું પર્વ શરૂ થતું હોવાથી તે પહેલાં જ તેની દફનક્રિયા થઈ જવી જરૂરી હતી. વિધિપૂર્વક દફન કરવાનો તો વખત નહોતો. છતાં, ઈશુના એક છૂપા પણ લાગવગ ધરાવનારા ભક્તે સૂબાને મળી તેના શબનો કબજો લીધો, અને એક તૈયાર કબરમાં તેને સુવાડી કબરના મોં પર એક શિલા ઢાંકી દીધી.

પૂજારીઓને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે, તેમને પૌરાણિક આગાહીની ખબર હોવાથી, ઈશુના શિષ્યો તરફથી કાંઈ કપટ ન થાય તે માટે, કબર આગળ ચોકીપહેરો બેસાડ્યો.

શુક્ર, શનિ, રવિ, ત્રણ રાત ગઈ અને સોમવાર (ઈસ્ટરના તહેવારોનો છેલ્લો દિવસ) આવ્યો. પેસાહ પૂરું થવાથી, ઈશુનો અંત્યવિધિ તે દિવસે કરવાનો હતો. સવારના પહોરમાં ઈશુની મા અને એક શિષ્યા કબર આગળ જઈને જુએ તો શિલા ખસી ગઈ હતી અને તેમાં શબ ન મળે! તેઓ આશ્ચર્ય પામી. પછી પાછું વળીને જોતાં, તેમને ત્યાં પ્રકાશમાં બે ફિરસ્તાઓ દેખાયા. તેમણે કહ્યું કે, આગાહી મુજબ ઈશુ કબરમાંથી ઊઠ્યો છે માટે તે સુસમાચાર શિષ્યોને જણાવવા.

તેઓએ તુરત પિટર વગેરેને ખબર આપ્યા. તેમને તેમાં શ્રદ્ધા ન બેઠી. પણ તેટલામાં ઈશુ પોતે જ તેમની

વચ્ચે હાજર થઈ ગયો, અને તેમની ખાતરી કરાવી આપી. પછી કેટલોક સમય સુધી તે તેમની સાથે જ રહી અદૃશ્ય થઈ ગયો. આવું ઘણી વાર અને ઘણે ઠેકાણે દેખાયું.

યહૂદીઓ, અર્થાત્, માને છે કે આ બધું ચોકીદારોને લાંચ આપીને યોજેલું કાવતરું જ હતું. શિષ્યોએ તેનું શબ ત્યાંથી ચોરી બીજી જગ્યાએ દાટી દીધું અને પછી આવી કથા ઉપજાવી કાઢી.

આ વાતમાં અર્ધું સત્ય હોવાનો સંભવ છે. ઈશુ કબરમાંથી ગૂમ થયો એમાં સચ્ચાઈ નયે હોય. શિષ્યોને એનું દર્શન થયું એ વાત સાચી હોય. મરી ગયા પછી પોતાના શિષ્યો તેમ જ બીજાઓને પણ મરી જનાર ગુરુનું પ્રત્યક્ષવત્ દર્શન થયાની હકીકત ઘણા સંતોના ચરિત્રોમાં લખાયેલી છે. એ દર્શનમાં વાતો થવી, સ્પર્શ થવો, કાંઈક પ્રસાદીની વસ્તુઓ મળવી વગેરે હકીકતો આવે છે. ચિત્તશક્તિનું તે એક ગૂઢ છે એટલું જ કહી શકાય. મરનારે જીવન દરમ્યાન સેવેલી એવી વાસનાને પરિણામે તે બની શકે એ શક્ય છે. એવા ચમત્કારો શરૂઆતમાં જગ્યાએ જગ્યાએ દેખાય છે, પણ ધીમે ધીમે ઓછા થઈ જાય છે. કેટલીક વાર શિષ્યોની તીવ્ર કલ્પના-શક્તિ તેવાં દર્શન નિર્માણ કરે છે.

પણ આવાં દર્શન સાચાં હોય, કલ્પનાનિર્મિત હોય કે ગપ હોય, તેના ઉપર તે ગુરુની કે તેના ઉપદેશેલા ધર્મમાં રહેલી સચ્ચાઈની કિંમત આંકવી બરાબર નથી. ચમત્કાર સત્યનું કે સાધુતાનું આવશ્યક ચિહ્ન નથી. ખ્રિસ્તીધર્મમાં જે કાંઈ સ્થિર સદ્અંશ છે તે ઈશુના ચારિત્રના અને વાણીના તેજનું પરિણામ છે; તેના વર્ણવાયેલા ચમત્કારોનું નહિ.

૧

# પર્વત પરનું પ્રવચન

પોતાના પહેલા બાર શિષ્યોને દીક્ષા આપ્યા પછી ઈશુ તેમને એક દિવસ એક પર્વત પર લઈ ગયો. ત્યાં જે ઉપદેશ એણે આપ્યો તે એનું સૌથી મહત્ત્વનું પ્રવચન છે. પોતાના જીવનનું સર્વ રહસ્ય તેણે તેમાં ઠાલવ્યું છે. એનો સાર નીચે આપ્યો છે:

ધર્મરાજ્યના અધિકારી

આ સંસારમાં જેઓ દીન, દુઃખી, નમ્ર, સદ્ધર્મના ભૂખ્યા, દયાળુ, પવિત્ર મનના અને શાંતિ તથા સંપને વધારવાવાળા છે, તે જ ખરેખરા ધન્ય છે; તેઓ જ મોક્ષના અધિકારી છે; તે જ શાંતિ પ્રાપ્ત કરી શકવાના છે; તે જ પ્રભુના પુત્ર થવાને લાયક છે; તે જ ધર્મરાજ્યમાં રહી શકશે.

જેને સ્વધર્મના પાલન માટે જુલમ વેઠવો પડ્યો છે તેનું જીવન ધન્ય છે, કારણ કે એ જ ધર્મરાજ્યનો અધિકારી છે.

સુદૈવ શું?

સંતો, જ્યારે લોકો તમારી નિન્દા કરે, તમારા ઉપર જુલમ ગુજારે, તમારી ઉપર મારે માટે ખોટા આરોપો ચડાવે, ત્યારે તમે પોતાને નશીબદાર સમજજો; કારણકે તેથી તમારું શ્રેય જ થવાનું છે. જે જે સંતો થઈ ગયા છે તેમણે તિરસ્કાર અને ત્રાસ વેઠીને જ સંતપણું પ્રાપ્ત કર્યું છે.

સંતો તમને પૈસો શાન્તિ નહિ આપી શકે; એનું તમે

खोटां सुखो

બળ ન માનશો; કારણ કે એ જશે ત્યારે તમારું સમાધાન નહિ રહે.

તમારા આજના સુખથી તમે પોતાને નસીબદાર ન સમજશો; કારણકે એ રડવાનો દિવસ પણ લાવશે, અને તે સમયે તમારો આજનો સુખાનુભવ તમારું દુઃખ ઓછું નહિ કરી શકે.

વળી, તમે તમારી વાહવાહથી રખે ફુલાતા; કારણ કે તેથી તમને સાધુતા પ્રાપ્ત નહિ થાય.

સંતો, તમે પોતાને દીન અને દયાપાત્ર ન માનશો.

जगतना प्राण कोण ?

તમે આ જગતનું નીમક છો—પ્રાણ છો. નીમક સ્વાદનું સાર છે, પણ એ જો સ્વાદ-રહિત થઈ જાય તો માટીમાં ફેંકી દેવા અને પગે ચાંપવા લાયક ગણાય; તેમ તમે તમારું સત્ત્વ—નીમક—ખોઈ પગે ચાંપી નાંખવા જેવા થશો નહિ. તમે આ જગતનું નૂર છો. જેમ ટેકરી પર વસેલા શહેરને છુપાવી શકાય નહિ, જેમ મીણબત્તીને ઢાંકણા તળે મૂકી શકાય નહિ,—એને તો ગોખલામાં જ મેલવી ઘટે—તેમ તમે તમારા નૂરને જગતમાં નાંખી જગતને પ્રકાશો, કે જેથી પ્રજા તમારાં સત્કર્મોને જુએ અને તમારા પ્રિય પ્રભુનાં યશોગાન ગાય.

સંતો, એમ ન માનશો કે હું જૂનાં શાસ્ત્રોનો ઉચ્છેદ

ईश्वरना अविचल नियमो

કરવા આવ્યો છું. હું તો એનાં રહસ્યોને સમજાવવા અને એનાં તત્ત્વોનું વિશેષ પૂર્ણતાથી પાલન કરાવવા ઇચ્છું છું. ખાતરીથી માનજો કે જ્યાં સુધી સ્વર્ગ અને પૃથ્વીનું અસ્તિત્વ છે ત્યાં સુધી એક ઘાસના તણખલાનેયે

પ્રભુના નિયમોના અમલમાંથી છૂટવું અશક્ય છે. જે એને અણુભાર પણ તોડશે તે પ્રભુને ત્યાં અણુ જેટલો જ રહેશે. જે એનું પાલન કરશે અને એને જ શીખવશે, તે પ્રભુને ત્યાં પણ મહાન ગણાશે. શિષ્યો, ખાતરી રાખજો કે જ્યાં સુધી ફેરિસી અને શાસ્ત્રીઓનાં શીલથી તમે શીલમાં ચડો નહિ ત્યાં સુધી પ્રભુનું દ્વાર તમારે માટે ઊઘડવાનું નથી.

अहिंसा

કદી કોઈનો ઘાત કરવો નહિ એ આદેશ તો તમે જાણો છો. હત્યારો અધોગતિએ જશે એમ તમે માનો છો. પણ હું કહું છું કે કેવળ હત્યા એટલી જ હિંસા નથી. જો તમે તમારા ભાઈ સામે પણ ગુસ્સો કરો, તો હું કહું છું કે તમે નરકના અધિકારી થવાના; જો તમે તમારા ભાઈને ગાળ દેશો, તોપણ તમે અધોગતિને જ પામશો; અને જો તમે એને મૂર્ખ કહેશો, તોપણ તમારે માથે સજા જ ઊભી રહેશે. યજ્ઞની વેદી ઉપર ઊભા રહી બલિદાન ચડાવતી વખતે જો તમને યાદ આવે કે તમને તમારા ભાઈ પર રજ જેટલો પણ ગુસ્સો છે, તો હું કહું છું કે તમે બલિદાન ચડાવતાં અટકી જજો અને પહેલાં તમારા ભાઈ પાસે જઈ એનું સાન્ત્વન કરી પછી તમારો ભોગ ચડાવજો. તમારા વિરોધી સાથે લડાઈ પતાવવામાં તમે કદી પણ વિલંબ કરશો નહિ.

સંતો, શાસ્ત્રો આંખને બદલે આંખ અને દાંતને બદલે દાંત લેવા ફરમાવે છે.* પણ હું તો કહું છું કે તમે દુષ્ટની

* આનો અર્થ એમ નથી કરવાનો કે આંખને બદલે આંખ, ને દાંતને બદલે દાંત લેવા જ એમ સૂચવે છે; પણ આથી વધારે બદલો ન લેવાય.

સામે પણ દુષ્ટતા ન કરશો. પણ જે તમારા જમણા ગાલ પર તમાચો મારે એને તમે ડાબો પણ અર્પણ કરજો. અને જો કોઈ તમારી જોડે કજિયો કરવા આવે અને તમારું પેરણ લેવા માગે તો તમે એને તમારો અંગરખો પણ આપી દેજો.*

મિત્ર પર પ્રેમ કરવો અને શત્રુનો દ્વેષ કરવો એ લૌકિક નીતિ છે; પણ મારી સલાહ છે કે તમે તમારા શત્રુ પર પણ પ્રેમ કરજો અને કદી કોઈનો દ્વેષ તો કરશો જ નહિ. જે તમને શાપ દે તેનું હિત ઇચ્છજો; જે તમને હેરાન કરે તેના ઉપર ઉપકાર કરજો. એ જ પ્રભુને પામવાનો માર્ગ છે. જેમ પરમેશ્વર સજ્જન અને દુર્જનને સૂર્યનો પ્રકાશ સરખો આપે છે અને ન્યાયી અને અન્યાયી પર સરખી રીતે વરસાદ વરસાવે છે, તેમ, સંતો, તમારી સદ્વૃત્તિ સર્વે પર સમપણે રાખજો. જે તમને ચાહે તેને તમે ચાહો તેમાં વિશેષ શું?

સ્વાર્થી મનુષ્યો પણ એમ કરે છે. ઉપકારનો જ બદલો વાળવામાં વિશેષ શું? જંગલી લોકો પણ એટલું કરે છે. શિષ્યો, પાછું દેનારને દેવું એ દાન નથી; એ તો પાપી પણ કરે છે. પણ જેની પાસેથી કશું મેળવવાની આશા ન હોય એને જ આપો. અને, શિષ્યો, તમે ઉદારતાથી તમારો અપરાધ કરનારાઓને ક્ષમા આપો, કારણ કે તો જ તમે એ પ્રભુની

---

* સરખાવો : વેરથી વેરનો નાશ થતો નથી, પણ નિર્વૈરપણાથી જ વેરનો નાશ થાય છે આ સનાતન ધર્મ છે.—**બુદ્ધ**

દુષ્ટમતિવાળા પુરુષો પોતાને ગાળો દે અથવા મારે તોપણ તેને ક્ષમા જ કરવી, અને મનમાં પણ તેનું રૂડું જ વિચારવું.—**સહજાનંદ સ્વામી**

ક્ષમાના અધિકારી થઈ શકો; અને, કૃતઘ્ન તરફ પણ કરુણા રાખો; કારણ કે પ્રભુ એવો જ કરુણામય છે. સંતો, જેવો પરમેશ્વર પૂર્ણ છે અને સર્વ શુભ ગુણોનો ભંડાર છે, તેમ તમે પૂર્ણ બનો, પૂર્ણ બનો.

अव्यभिचार

અને વળી, વ્યભિચાર શાસ્ત્રાજ્ઞા વિરુદ્ધ છે એ તો તમે સાંભળ્યું છે. પણ હું કહું છું કે જે કોઈ કુદૃષ્ટિથી જુએ છે તેણે પણ પોતાના મન વડે વ્યભિચાર કર્યો જ છે. શિષ્યો, જો તમારી જમણી આંખ કદી પાપથી ચંચળ થાય તો તમે તેને તુર્ત ફોડી નાંખજો. જો તમારો જમણો હાથ તમારી પાસે અયોગ્ય વર્તન કરાવવા માગે તો તમે તેને તુર્ત કાપી નાંખજો. કારણ કે તમારા સત્ત્વની હાનિ કરતાં તમારા શરીરનું એક અંગ ઓછું થાય તો તેમાં ઓછું નુકસાન છે.

निमित्तसरता

કોઈના આન્તરિક ઉદ્દેશો વિષે કલ્પના ન કરો, પણ સર્વેને વિષે ઉદાર બુદ્ધિ જ રાખો.

વળી, શિષ્યો, આંધળો આંધળાને દોરી શકે કે? તેમ શિષ્યનું શિષ્યત્વ છે ત્યાં સુધી તે ગુરુ કરતાં ચડી શકે નહિ; પણ પૂર્ણ થતાં એના જેવો માત્ર થઈ શકે.

તમારી આંખમાં કાંકરો પડ્યો હોય ત્યાં સુધી બીજાની આંખમાં પડેલી રજને જોવા ન બેસો; તેને કાઢવા પ્રયત્ન ન કરો; તમારા દોષને જ પહેલાં કાઢો.

मन–कर्मनो संबंध

સુવૃક્ષનું ફળ ખરાબ ન હોવું જોઈએ, અને ખરાબ ઝાડ પર સારું ફળ ન પાકી શકે; કારણ કે વૃક્ષની જાત એનાં ફળ પરથી જ જણાય છે. તેમ તમારાં કર્મ અને વાણી તમારાં હૃદયને દેખાડે છે.

અને શાસ્ત્રોમાં કહ્યું છે કે ખોટા સોગંદ લેવા નહિ, પણ તે બરાબર પાળવા. પણ હું તમને કહું છું કે તમારે ક્યારેય કોઈના સોગંદ લેવા નહિ. ભગવાનના નહિ, ભગવાનના ધામના નહિ, પૃથ્વીના નહિ, મંદિરના નહિ, તીર્થના નહિ, તમારા પોતાના નહિ, કે બીજાનાયે નહિ. કારણ કે તમે એક ધોળા વાળને કાળો, કે કાળાને ધોળો કરી શકતા નથી. માટે તમારે વિચાર કરીને હા કે ના એટલું જ કહેવું; પણ એથી વધારે પ્રતિજ્ઞા કરવી નહિ.

सोगंद

તમે મોઢેથી ગુરુ, ગુરુ કહ્યા કરો, પણ જો મારા પ્રભુના આદેશો પ્રમાણે વર્તો નહિ, તો તમે મારું ઓથું, અને ઈશ્વરનું નામ નકામું જ લો છો. તેવાઓને હું કદી પોતાના કહીને સ્વીકારવાનો નથી. જો કયામતને દહાડે તમે મને કહેશો કે અમે તો તમારું જ નામ લેતા હતા, અને તમારા નામનો જ પ્રચાર કરતા હતા, તોયે હું કહીશ કે, 'જાઓ, હું તમને ઓળખતો નથી.' માટે, સાવચેત રહેજો. તમારું મકાન પાકે પાયે અને મજબૂત ચણજો. તો જ એ ભારેમાં ભારે તોફાનો સામે ટકી રહેશે. પણ જો તમે પાયા વિનાનું નબળું મકાન બાંધશો તો તે વરસાદ અને તોફાનને ઝીલી નહિ શકે અને પડી જશે, અને તમારો સર્વથા નાશ જ કરશે.

साचुं शिष्यत्व

સંતો, તમારાં સત્કર્મોને છુપાવી રાખજો. તમારા જમણે હાથે કરેલા દાનની ડાબા હાથને પણ જાણ થવા ન દેશો. અને તમે ઉપવાસ કરો ત્યારે પ્રસન્ન મુખ રાખજો, કે જેથી તમે ઉપવાસ

अनाडंबर

કર્યો છે એ કોઈ જાણે નહિ. તમારી પૂજા અને પ્રાર્થનાનો આડંબર ન કરશો. રસ્તા ઉપર અને મંદિરમાં જઈ તેનો વેશ સર્વને બતાવશો નહિ, પણ તમારા હૃદયના એકાંત ખૂણામાં, બારણું વાસી, તમારા પ્રભુને યાદ કરજો.

પ્રાર્થના એટલે નકામો લવારો નહિ. ઘણા શબ્દો વાપરવાથી જ પ્રભુને રાજી કરી શકાતો નથી. પણ તમે આ પ્રમાણે પ્રાર્થના કરજો:

હે દિવ્યધામવાસી પિતા! તારો જયજયકાર થાઓ! તારું ધર્મરાજ્ય સર્વત્ર પ્રસરો. તારી આજ્ઞાઓનું સ્વર્ગ અને પૃથ્વી પર બરાબર પાલન થાઓ. તું અમને અમારો રોજનો જ રોટલો આપજે.* અમને અમારા વિકારોમાં લલચાવા દઈશ

ख्रिस्ती प्रार्थना

* Give us day by day our daily bread, એનો આ પ્રમાણે અનુવાદ કરવાનું મેં યોગ્ય ધાર્યું છે. ખ્રિસ્તી પ્રાર્થનામાં રોટલાની એટલે ઐહિક સુખની માગણી છે એવો આક્ષેપ મૂકવામાં આવે છે, તે આ વાક્યનો અર્થ ન સમજવાને લીધે છે એમ મને લાગે છે. પ્રાર્થનાનું તાત્પર્ય એ છે કે, અમને રોજની જરૂરિયાતો કરતાં કિંચિત્ પણ વિશેષ આપીશ નહિ; અમને અપરિગ્રહી રાખજે. પાછળના ઉપદેશ પરથી આ સ્પષ્ટ થાય છે. આપણા ભક્તોની માફક જ ઈશુએ કહ્યું છે કે,

भोजनाच्छादने चिन्तां वृथा कुर्वन्ति वैष्णवा:।
योऽसौ विश्वंभरो देव: स भक्तान्किमुपेक्षते ॥

(વૈષ્ણવો ભોજન અને વસ્ત્રની ચિંતા ફોકટ જ કરે છે; જે વિશ્વનું પોષણ કરવાવાળો છે તે ભક્તોની શું ઉપેક્ષા કરશે?)

વળી, પોતાના શિષ્યોને ઉપદેશ માટે ગામડાંઓમાં રવાના કરતાં ઈશુએ બોધ આપ્યો હતો કે, 'પૈસાને અડતા નહિ, ભાતું

નહિ, તથા, જેમ અમે પણ અમારા ગુનેગારોને માફ કરીએ તેમ તું અમારા ગુના માફ કરજે; કારણ કે તારું જ ધર્મરાજ્ય, પ્રભુતા અને યશ સર્વત્ર પ્રસરે છે. આમીન.

**ઈશ્વર અને સેતાન**

શિષ્યો, તમે એકીસાથે પ્રભુ અને સેતાનની સેવા નહિ કરી શકો; માટે તમે ધન અને કીર્તિની તૃષ્ણા રાખી, અન્ન અને પ્રાણની ચિંતા કરી, પ્રભુને માર્ગે જઈ નહિ શકો. તમારી ચિંતાથી તમે તમારા શરીરને એક નખ જેટલું પણ પુષ્ટ કરી નથી શકવાના; માટે એની ચિંતા છોડી જ દેજો. જે સર્વનું રક્ષણ કરે છે, જે પશુ, પંખી અને વૃક્ષને પોષે છે, તે તમારું પોષણ કરશે જ, એવી દૃઢ શ્રદ્ધા રાખજો.

**શ્રદ્ધાનો મહિમા**

શ્રદ્ધાહીન લોકો શ્રદ્ધાનો મહિમા સમજતા નથી, અને તેથી જ અન્ન, પાણી અને વસ્ત્રની ચિંતા કરે છે. શુદ્ધ બનો તો તમને સર્વ મળી આવશે.

આવતી કાલ માટે આજથી ચિંતા ન કરો. આવતી કાલ આવતી કાલને સંભાળી લેશે. આજને જ બરાબર પાર પાડવા માટે તમારે માથે ઓછો ભાર નથી.

---

બાંધતા નહિ, જોડા પહેરતા નહિ ને વાટમાં મળ્યે કોઈને સલામ કરવા થોભતા નહિ (એટલે થોભીને સલામ કરવા જેટલી વૃત્તિ રાખતા નહિ, પણ અત્યન્ત નિરપેક્ષ વૃત્તિથી જ રહેજો)' એ ઈશુ રોટલા માટે પ્રાર્થના કરે એ કેમ બને ? રોટલો તો મળવાનો જ છે, એ વિષે તો શંકા જ નથી; પણ જરૂર કરતાં વધારે ન મળો એ માગણી છે.

અને શ્રદ્ધાથી માગો એટલી જ વાર છે; શોધો એટલી જ ખોટી છે; પ્રભુનું બારણું ઠોકો એટલો જ તમારે અંદર જવાનો વિલંબ છે. તમારામાંથી કોઈ એવો છે કે જે પોતાના પુત્રને તે રોટલો માગે ત્યારે પથરો આપે? તો પછી તમારો પ્રભુ તમને તમે કલ્યાણકારી વસ્તુઓ માગો તો અનિષ્ટ કરનારી વસ્તુઓ કેમ આપશે?

પણ પ્રભુના ધામમાં પેસવાનો રસ્તો કેડી વાટે છે.

प्रभुनो मार्ग

નરકના માર્ગો પહોળા અને સર્વત્ર પ્રસિદ્ધ છે, પણ ઈશ્વરના ઘરનો માર્ગ સાંકડો અને શ્રમપ્રાપ્ય છે.

# ૨

# બીજાં પ્રવચનો

## ૧. શિષ્યોની વિદાયગીરી

(શિષ્યોને ઉપદેશ આપવા મોકલ્યા ત્યારે કહેલું:) જાઓ, પ્રભુનું રાજ્ય નજીક આવેલું છે એવો સંદેશ સર્વત્ર ફેલાવો; અને તે સાથે તમે માંદાઓને સાજા કરો, કોઢિયાને શુદ્ધ કરો, મૂએલાને જગાડો, ભૂતોને કાઢો. ઉદાર હાથે તમને મળ્યું છે, ઉદાર હાથે તમે તે આપો.

તમારી સાથે ન સોનું રાખશો, ન રૂપું; ન પિત્તળનાયે સિક્કા તમારી કોથળીમાં ભરશો. તમારા પ્રવાસ માટે ન ભાથું લેશો, ને ન જાંમા, ન જોડા, ન લાકડી; કારણ, મજૂર એના મહેનતાણાનો સર્વત્ર અધિકારી થાય છે.

વરુઓની વચ્ચે ઘેટાંની જેમ હું તમને મોકલું છું; માટે સર્પના જેવા સાવધ, અને હોલા જેવા રાંક થજો.

દુષ્ટ માણસોથી સંભાળજો. તેઓ તમને મારશે, ફટકાવશે અને રાજદરબારમાં સોંપશે. તમને કચેરીમાં ઊભા કરવામાં આવે ત્યારે શું જવાબ દેવો તેનો આગળથી વિચાર કરી રાખશો નહિ; ઈશ્વર જ તમને તમારો જવાબ સમય પર સુઝાડશે. કારણ, તમારે બોલવાનું નથી, ઈશ્વરને જ બોલવા દેવાનો છે.

જોજો, એવો વિરોધ જાગશે કે ભાઈ ભાઈને, બાપ દીકરાને, અને દીકરા બાપને પકડાવશે, અને શૂળીએ ચડવાવશે. અને, મારે લીધે લોકો તમને ધિક્કારશે. પણ જે છેવટ સુધી ટકી રહેશે, તે તરી જશે.

એક જગ્યાએ કનડગત થાય તો બીજી જગ્યાએ ચાલ્યા જજો. હું તમારી સાથે જ છું.

ગુરુ કરતાં શિષ્ય ચડે નહિ, અને શેઠ કરતાં નોકર વધી શકે નહિ. શિષ્ય ગુરુના જેવો અને નોકર શેઠના જેવો થાય તો પૂરતું છે. માટે તેઓ જો મને સેતાન કહે છે, તો તમને કેમ છોડશે ?

માટે બીકમાત્રનો ત્યાગ કરજો. આપણી પાસે એવું કશું ગુપ્ત નથી કે જે પ્રગટ કરવાનું ન હોય; કશું સંતાડેલું નથી કે જે ઉઘાડી શકાય નહિ. મેં જે તમને ખૂણામાં કહ્યું હોય, તે તમે પ્રગટપણે કહેજો; જે કાનમાં કહ્યું હોય, તે મોટે અવાજે સંભળાવજો.

અને, શરીરની હાણથી ડરશો નહિ, આત્માની હાનિથી ડરજો. કારણ, આત્માની હાનિ થયે શરીર પણ નરકવાસી જ થશે.

એક ઈંડું યે પ્રભુની આજ્ઞા વિના નીચે પડી શકતું નથી; તમારા માથા પરના એકેએક વાળનીયે ઈશ્વરને ત્યાં ગણતરી છે. માટે ચિંતા ન કરો, ઈશ્વરને ત્યાં તમારી કિંમત ઈંડાં કરતાં વધારે છે. જેઓ જગત સમક્ષ મને સ્વીકારશે તેમને હું ઈશ્વર આગળ સ્વીકારીશ. પણ જે જગતના ડરથી મારો ઇનકાર કરશે, તેમનો હું પણ ઈશ્વર આગળ ઇનકાર કરીશ.

હું કાંઈ જગતમાં શાંતિ લાવવા જ નથી આવ્યો. રમખાણ મચાવવા પણ આવ્યો છું. બાપ અને દીકરા વચ્ચે, મા અને દીકરી વચ્ચે, સાસુ અને વહુ વચ્ચે વિરોધ મચશે. સૌથી મોટા કલહ ઘરમાં જ જાગશે. જે મારા કરતાં માની કે બાપની વધુ કિંમત સમજશે, કે દીકરા દીકરીનો વધારે મોહ રાખશે, તે મને પામવા યોગ્ય નથી. મને અનુસરવું હોય તે પોતાનો ક્રૂસ પોતાને જ ખભે મૂકી ચાલ્યો આવે. જે (નાશવંત) જીવનને બચાવવા જશે, તે (અવિનાશી) જીવનને ખોશે! પણ મારે માટે જે (નાશવંત) જીવન ખોશે, તેને (અવિનાશી) જીવન મળશે.

જેઓ તમને સ્વીકારશે, તેમણે મને સ્વીકાર્યો છે. અને, જેમણે મને સ્વીકાર્યો છે, તેમણે મને મોકલનારને સ્વીકાર્યો છે.

## ૨. પ્રભુનું ધામ

પ્રભુનું ધામ રાઈના દાણા જેવું છે. દેખાવમાં તો એ ઝીણામાં ઝીણું છે; પણ જ્યારે ઊગે છે ત્યારે મોટું વૃક્ષ થાય છે, અને કેટલાયે પક્ષીઓનું આશ્રયસ્થાન બને છે.

વળી, પ્રભુનું ધામ ખમીરના જેવું છે; જેનો થોડોક અંશ ઘણા લોટમાં ભળીને બધી કણકને આથો ચડાવે છે.

અને વળી પ્રભુનું ધામ પુષ્કળ ખજાનો દાટેલા ખેતર જેવું છે; જેની માણસને જાણ થતાં, તે ઉતાવળો થઈ તેને પોતાનું સર્વ ધન આપી ખરીદી લેવા તત્પર થાય છે, અને સોદો થાય નહિ ત્યાં સુધી ખજાનાની વાત પ્રગટ થવા દેતો નથી.

અને વળી, પ્રભુનું ધામ ઉત્કૃષ્ટ મોતી જેવું છે. જેમ ઝવેરાતનો વેપારી તેની જાણ થતાં પોતાનું બીજું બધું ધન આપી તેને ખરીદવા જાય, તેમ મુમુક્ષુ તેને લેવા મથે.

## ૩. મોંની બહાર અને અંદર

(ઈશુના કેટલાક શિષ્યોએ હાથ ધોયા વિના ખાધું તે પરથી ઊઠેલા સવાલ પર—)

તમે જે વસ્તુઓ તમારા મોં વાટે પેટમાં નાખો છો, તે છેવટે તો બહાર જ નીકળી જાય છે. પણ તમે જે મોંમાંથી બહાર કાઢો છો, તે તો હૃદયની વસ્તુ છે; અને તેની ખરાબી તમને ખરાબ કરે છે. કારણ, હૃદયમાંથી જ કુવિચારો, ખૂન, વ્યભિચાર, લંપટતા, ચોરી, ખોટી સાક્ષી અને નિંદા નીકળે છે. માણસને અપવિત્ર કરનાર ચીજ તો આ છે; હાથપગ ધોયા વિના ખાવાનો દોષ તો નજીવી બાબત છે.

## ૪. બાલવૃત્તિ

એક વાર ઈશુએ એક બાળકને પોતાના શિષ્યો આગળ બેસાડીને કહ્યું:

આ બાળક જેવા તમે ન થાઓ, ત્યાં સુધી તમારે માટે ઈશ્વરનો દરવાજો બંધ છે. જે આ બાળક જેવો નમ્ર બને છે, તે ઈશ્વરની નજરમાં મોટામાં મોટો થાય છે. અને જે આવા બાળકને મારે નામે અપનાવે છે, તે મને અપનાવે છે. પણ જે આવા નિર્દોષ બાળક પ્રત્યે ગુનો કરે છે, તે તો ગળે ઘંટીનું પડ બાંધી ડુબાડી દેવા જેવો છે.

હાથ, પગ કે આંખ પાપ કરવા પ્રવૃત્ત થાય, તે કરતાં તેને કાપી નાંખવાં સારાં. લૂલા, લંગડા અને કાણા થઈ

જીવન વિતાડવું ભલું, પણ સંસારમાં બે હાથ, બે પગ કે બે આંખો સલામત રાખી પછી નરકના અગ્નિમાં બળવું તે ખોટું!

નાનાં બાળકોને કદી દુભવશો નહિ. પ્રભુના ફિરસ્તાઓનાં તે માનીતાં છે. એમને બચાવી લેવા માટે જ તો મારો અવતાર છે.

## ૫. ખરી પૂજા

જેમ ભરવાડ પોતાનાં ઘેટાં અને બકરાંને જુદાં પાડી, એક બાજૂ ઘેટાં અને બીજી બાજૂ બકરાં કરી વચ્ચે ઊભો રહે, તેમ મનુષ્યોનો રાજા ભક્તોને અને અભક્તોને જુદા પાડશે, અને ભક્તોને જમણી બાજૂએ બેસાડશે અને અભક્તોને ડાબી બાજૂએ બેસાડશે.

પછી તે ભક્તોને કહેશે, 'આવો, મારા પ્રભુના વહાલાઓ, સ્વર્ગના ધામના તમે ભાગીદાર બનો. કારણ કે, જ્યારે હું ભૂખ્યો હતો, ત્યારે તમે મને જમાડ્યો હતો; અને તરસ્યો હતો, ત્યારે પાણી પાયું હતું; અને હું મુસાફરીમાં હતો, ત્યારે તમે મને ઘરમાં જગ્યા આપી હતી. વળી, તમે મને નવસ્ત્રો જોઈ, વસ્ત્ર આપ્યાં હતાં; માંદો હતો તથા બંદીખાને હતો, ત્યારે મારી બરદાસ લીધી હતી.'

ત્યારે ભક્તો આશ્ચર્યથી પૂછશે કે, 'હે દેવ, અમે કયારે તને તું ભૂખ્યો હતો ત્યારે ખવાડયું, અને તરસ્યો હતો ત્યારે પાણી પિવાડયું? વળી, કયારે અમે તને અજાણ્યો જાણી ઘરમાં લીધો, તથા નવસ્ત્રો જોઈ વસ્ત્ર આપ્યાં? વળી કયારે અમે તારી મંદવાડમાં અને બંદીખાનામાં સંભાળ લીધી?'

ત્યારે રાજા કહેશે કે, 'તમે મારી પ્રજાના નાનામાં નાના જીવને જે કર્યું હતું તે મને જ કર્યું હતું.'

અને અભક્તોને તે કહેશે, 'તમે અહીંથી ચાલ્યા જાઓ, અને નરકમાં હોમાઓ. કારણ, હું તમારે ત્યાં ભૂખ્યો થઈને આવ્યો, પણ તમે મને ખવાડયું નહિ; તરસ્યો હતો, ત્યારે પાણી પાયું નહિ; અજાણ્યો હતો, ત્યારે આશરો આપ્યો નહિ; નવસ્ત્રો જોઈ ઓઢાડયું નહિ; માંદો અને બંદીખાને હતો, ત્યારે સંભાળ્યો નહિ.'

ત્યારે તે અભક્તો પૂછશે, 'દેવ, તું ક્યારે અમારી પાસે ભૂખ્યો, તરસ્યો, અજાણ્યો, નવસ્ત્રો, માંદો, કેદી વગેરે સ્થિતિમાં આવ્યો, અને અમે તને ખવાડયો, પિવાડયો, રાખ્યો, ઓઢાડયો, કે સંભાળ્યો નહિ?'

ત્યારે રાજા કહેશે કે, 'મારી પ્રજાના નાનામાં નાના જીવને તમે જે ન કર્યું, તે મને જ ન કર્યું.'

આમ તેઓ અનંત યાતનામાં પડશે, અને ભક્તો અનંત જીવનમાં.

## ૬. શાપ આપવા વિષે

એક વાર એક ગામે ઈશુનો સત્કાર કર્યો નહિ. આથી તેના બે શિષ્યોએ તેને શાપ આપવા ઇચ્છા કરી. તેમને અટકાવતાં ઈશુએ કહ્યું:

માનવપુત્ર માનવોના જીવનનો નાશ કરવા અવતર્યો નથી, પણ તેમને બચાવવા.

## ૭. લાયક મહેમાન

તમારે જમણ આપવું હોય તો તમે તમારાં સગાંવહાલાં અને પૈસાદાર મિત્રોને ન જમાડો. તેઓ તમને વળતું નોતરું આપી બદલો વાળશે. માટે જેઓ બદલો વાળી શકે એમ

ન હોય એવા ગરીબ, લૂલા, લંગડા, આંધળાને જમાડો; જેથી ઈશ્વર તમને તેનો બદલો આપી શકે.

## ૮. ભક્તિનું અંદાજપત્ર

મા, બાપ, સ્ત્રી, પુત્ર, ભાઈ, બહેન અને પોતાનો જીવ સુધ્ધાં છોડ્યા વિના મારા શિષ્ય થઈ શકાશે નહિ. તમારો ક્રૂસ તમારે જ ખભે ચડાવી તમે મારું શિષ્યત્વ કરી શકશો.

માટે જેને મારી પાછળ આવવું હોય તેણે બરાબર હિસાબ કરી લેવો અને તપાસી લેવું. તમારે એક મિનારો ચણવો હોય તો બેસીને તેનો હિસાબ કરવો પડે છે અને શું ખર્ચ લાગશે તેનો અંદાજ કાઢવો પડે છે. કારણ કે વગર ગણતરીએ તમે બાંધવા માંડો, અને પછી પૂરો ન કરી શકો, તો તમારી ફજેતી થાય.

કોઈ રાજાને બીજા રાજા પર ચડાઈ કરવી હોય તો તે પોતાના અને તેના બળાબળનો વિચાર કર્યા વિના તેમ કરે કે? પોતાનું લશ્કર દશ હજારનું હોય તો તે વીસ હજારની સેનાવાળા સામે લડવા જશે નહિ. પણ તેના વકીલોની સાથે સુલેહનું કહેણ મોકલશે.

એ જ રીતે બરાબર ગણતરી કરી, બધું છોડવાની તૈયારી વિના મારી પાછળ લાગશો નહિ.

## ૯. નિષ્કામ સેવા

તમારે ત્યાં કોઈ ગુલામ આખો દિવસ ખેતીનું કે ઘેટાં રાખવાનું કામ કરી સાંજે ઘેર આવે, ત્યારે તમારામાંથી કોઈ તેને એમ કહો છો કે, તું થાકીને આવ્યો છે માટે મારા પહેલાં જમી લે? હું ધારું છું કે ઘણું કરીને તો તમે એમ જ કહેતા હશો કે, ચાલ હવે ચોખ્ખો થઈને રસોઈ તૈયાર કરી નાંખ

અને મને પીરસ. અને હું ખાઉં પીઉં પછી તું પણ ખાજે પીજે. અને તે ગુલામ એ બધું કરી દે તે માટે તમે એનો આભાર પણ માનતા નહિ હો. અને તે ગુલામ પણ તેવી આશા રાખતો નથી.

માટે તમે પણ જે કાંઈ ઈશ્વરના નિયમો પાળો અને સેવાઓ બજાવો તે માત્ર તમારી ફરજ સમજીને જ કરો. એ વિષે કૃતજ્ઞતાની કે બદલાની આશા ન રાખો.

## ૧૦. પરિગ્રહી શ્રીમંત

એક પૈસાદાર માણુસની જમીનમાં પુષ્કળ ધાન્ય પેદા થયું. તેણે વિચાર્યું કે, 'આ બધા અનાજનું હું હવે શું કરું? મારી પાસે એને રાખવાને જગ્યાયે નથી. માટે હું મારા જૂના કોઠાર તોડી તેને બદલે વધારે મોટા કોઠાર બાંધીશ અને તેમાં મારો બધો માલ રાખીશ.' અને વળી વિચાર કરવા લાગ્યો કે, 'હાશ, જીવ, હવે તારે ઘણાં વરસની નિરાંત થઈ ગઈ. હવે તું સુખેથી ખાઈ પીને આનંદ કર.'

પણ ભગવાને તેને કહ્યું, 'હે મૂર્ખ, તારું આયુષ્ય હવે ખૂટી ગયું છે, અને આજે જ રાત્રે તારો જીવ નીકળી જવાનો છે. પછી તારો આ બધો સંગ્રહ કોને કામ આવશે?'

જે ઈશ્વર સિવાય બીજી સંપત્તિ સંઘરી રાખે છે તે સર્વેનું આમ થાય છે.

આથી હું કહું છું કે તમે શું ખાશો અને શું પહેરશો તેની ચિંતા ન કરો. અન્ન અને વસ્ત્ર કરતાં જીવન વધારે મહત્ત્વનું છે. જુઓ આ કાગડા; તે નથી વાવતા કે નથી લણુતા; નથી કોઠાર બાંધતા કે નથી કોઠી રાખતા. પણ

ભગવાન તેમને ખવાડે છે. શું એ કાગડા કરતાં તમે વધારે કીમતી નથી?

વળી આ હરિયાળી જુઓ. તે કેવી ઊગે છે? તે નથી કાંતતી કે નથી વણુતી. અને છતાં બાદશાહ સોલોમનનો વૈભવ આ હરિયાળીના વૈભવ આગળ નજીવો હતો. જે તૃણ આજે ખેતરમાં છે અને કાલે ભઠ્ઠીમાં બળશે, તેનેયે જો ઈશ્વર આવી શોભા અર્પણ કરે છે તો તેના પર ઇતબાર રાખો. તમને શાની જરૂર પડશે તે એ જાણે છે. તમે તો ઈશ્વરને ત્યાં શું જમા કરાવવું તેનો જ વિચાર રાખો. તમારી પાસે જે હોય, તે દાન કરી દો. અને એવી થેલીઓ વસાવો કે જે કદી ફાટે નહિ, અને તેમાં એવું નાણું ભરો કે જે કદી ખૂટે નહિ, સડે નહિ, કે ચોરને હાથ આવે નહિ.* વળી યાદ રાખો કે, જ્યાં તમારું ધન મૂકયું હશે, ત્યાં જ તમારું ચિત્ત પણ ચોંટેલું રહેશે.

---

* સરખાવો :

ગિરધારી રે સખી ગિરધારી,
મારે નિર્ભય અખૂટ નાણું ગિરધારી.
ખરચ્યું ના ખૂટે, એને ચોર ના લૂટે;
દામની પેઠે એ ગાંઠે બાંધ્યું ના છૂટે. ૧
અનગણ નાણું સંચી અંતે નિર્ધનિયાં જાયે;
તેની પેઠે નિર્ભય નાણું દૂર ના થાયે. ૨
સંપત વિપત સર્વે સુપનું જાણું,
હરિના ચરણની સેવા પૂરણ ભાગ્ય પરમાણું. ૩
મુક્તાનંદ કહે, મોહનવરને ઉરમાં ધારી,
હવે દુઃખ ને દારિદ્રય થકી થઈ હું ન્યારી ૪

## ૧૧. અવિવેકી પરોણા

એક માણસે મોટું જમણ આપ્યું, અને તેમાં ઘણા માણસોને નોતર્યાં. પછી કેટલાક માણસો ત્યાં જઈ વગર કહે સારી સારી જગ્યાએ જઈને બેસી ગયા. અને કેટલાક ડાહ્યા હતા, તે નીચેની જગ્યાઓમાં બેઠા. પછી ઘરનો માલિક જ્યારે બધાને મળવા નીકળ્યો, ત્યારે તેને કેટલાક સારી જગ્યાએ બેઠેલા માણસોને ત્યાં પ્રતિષ્ઠિત માણસોને બેસાડવા માટે ઉઠાડવા પડ્યા, અને તેમને નીચેની જગ્યાઓમાં મોકલવા પડ્યા. પણ કેટલાક નીચેની જગ્યાઓમાં બેઠેલાને આગ્રહ કરી તે ઊંચી જગ્યાએ લઈ ગયો. પછી જેમને નીચેની જગ્યાએ ખસવું પડ્યું તેમનાં મન ભોઠાં પડી જાય, અને જેઓને આગ્રહપૂર્વક માનની જગ્યાએ લઈ ગય તે પ્રફુલ્લ થાય, તેમાં શું આશ્ચર્ય?

આમ જે નમ્ર થાય છે તે જ ચડે છે.

૩

# રૂપકો

## ૧. ખેતરની વાવણી

એક ખેડૂત[1] ખેતરમાં વાવવા નીકળ્યો. ત્યારે વાવતા વાવતાં કેટલાંક બી[2] ખેતરની બહાર રસ્તા પર[3] પડી ગયાં; અને પક્ષીઓ[4] આવી તેને થોડી વારમાં ઉપાડી ગયાં.

અને વળી કેટલાંક બી મોરમવાળી જમીનમાં[5] પડયાં. ત્યાં ઊંડી ભોંય નહોતી. તે વહેલાં ફૂટી નીકળ્યાં. પણ નીચે ભોંય ન હોવાથી તે મૂળ ઘાલી ન શકયાં, અને સૂરજના તાપમાં બળી ગયાં[6].

અને કેટલાંક બી વાડમાં[7] જઈ પડયાં. તે ઊગ્યાં, પણ તેની સાથે કાંટાની વાડ પણ વધી; અને વાડે તેને ગૂંગળાવી નાંખ્યાં.

પણ કેટલાંક બી સારી ખેડાયેલી જમીનમાં[8] પડયાં, અને તે સરસ ઊગ્યાં, અને કેટલાંક તેમાંથી એકનાં સો થયાં, કેટલાંક સાઠ થયાં, કેટલાંક ત્રીસ થયાં.

---

૧. સદ્ગુરુ. ૨. ઉપદેશ. ૩. મૂઢના કાન પર. ૪. કુવાસનાઓ. ૫. નબળા મનના લોકો. ૬. વિટંબણાઓ સામે ટકી ન શકયાં ૭. સંસારની ચિંતાઓ અને સમૃદ્ધિ. ૮. દૃઢ મનના મુમુક્ષુ

## ૨. ઘઉં અને ઘાસ

એક ખેડૂતે[૧] પોતાના ખેતરમાં[૨] ઊંચી જાતના ઘઉં[૩] વાવ્યા હતા. પણ જ્યારે એના માણસો ઊંઘી ગયા, ત્યારે એના દુશ્મને[૪] આવી તેમાં જાડા ઘાસનાં બી[૫] વેરી દીધાં.

તેથી, જ્યારે ઘઉં ફૂટયા, ત્યારે સાથે સાથે જાડું ઘાસ પણ ઊગી નીકળ્યું.

તે જોઈ નોકરોએ કહ્યું, 'ધણી, આપણે તો ઘઉં વાવ્યા હતા, અને આ ઘાસ કયાંથી આવ્યું?'

ત્યારે ખેડૂત બોલ્યો, 'આ કોઈ દુશ્મનનું કામ જણાય છે.'

તે પર નોકરોએ પૂછ્યું, 'આ ઘાસ અમે નીંદી નાંખીએ કે?'

પણ ખેડૂતે કહ્યું, 'ના. આ ઘાસ નીંદતાં ઘઉં પણ ઊખડી આવશે. માટે હવે કાપણી આવતાં સુધી બન્નેને વધવા દો.'

પછી કાપણી વખતે તેણે લણનારાઓને કહ્યું, 'પહેલાં તમે જાડું ઘાસ કણસલા[૬] સાથે વાઢી લો, અને તેના પૂળા બાંધી બાળી નાંખો. અને પછી ઘઉંને[૭] ભેગા કરી ખળામાં[૮] લઈ જાઓ.'

## ૩. અપરાધી કારભારી

એક વાર પિટરે ઈશુને પૂછ્યું, 'અમારે બીજાઓને કેટલી વાર માફી આપવી? સાત વાર?' ઈશુએ કહ્યું, 'સિત્તેર ગુણ્યા સાત વાર.' એમ કહી, એણે નીચેનું રૂપક કહ્યું.

---

૧. સદ્‌ગુરુ. ૨. જગતમાં. ૩ સદુપદેશ. ૪. સેતાન, કલિ, માર. ૫ દુષ્ટોપદેશ. ૬. દુષ્ટોપદેશના ધારણ કરનારા. ૭. સદુપદેશના ધારણ કરનારા. ૮. ઈશ્વરનું ધામ.

એક રાજાને ત્યાં ઘણા કારભારીઓ હતા. એક દિવસ રાજાએ તેમનો હિસાબ લીધો ત્યારે ખબર પડી કે, એક કારભારી પાસેથી રાજનું દશ હજાર મ્હોરનું લેણું નીકળે છે. રાજાએ તેને તે ભરી દેવા હુકમ કર્યો. પણ તે ભરી શક્યો નહિ. ત્યારે રાજાએ તેનાં સ્ત્રીછોકરાંને બંદીખાને નાંખવા હુકમ કર્યો. ત્યારે તે કારભારી રડી પડ્યો, અને રાજાને ચરણે પડી કાલાવાલા કરવા લાગ્યો, અને નોકરી કરી વસૂલ કરી આપવા વચન આપ્યું. આથી રાજાને દયા આવી, અને તેણે માફી બક્ષી, અને તેને ફરીથી કામે લીધો.

પછી એક વાર તે કારભારીને તેના એક વાણોતર પાસેથી સો રૂપિયાનું લેણું નીકળ્યું. કારભારીએ તે વસૂલ કરવા તેને ફટકાવ્યો, તથા તેનું ગળું ઝાલી ધમકાવ્યો કે, 'હમણાં ને હમણાં મારા પૈસા લાવી દે.' પણ પેલો નોકર તે આપી શકે એમ નહોતું. તે પગે પડી આજીજી કરવા લાગ્યો કે, 'મને વખત આપો; હું નોકરી કરી બધું ભરી દઈશ.' પણ તે કારભારીને દયા આવી નહિ, અને તેણે તેને બંદીખાને મોકલ્યો.

રાજાને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે તેને બોલાવી મંગાવ્યો અને કહ્યું, 'અરે દુષ્ટ, તારા કાલાવાલા સાંભળી મેં તને તારું બધું દેવું માફ કરી દીધું, પણ તને તારા સાથી પર એક નજીવી રકમ માટેયે દયા ન આવી? તું દયાને પાત્ર નથી, માટે તારું દેવું તું ચૂકતે ન કરે ત્યાં સુધી હું તને કોટવાલને હવાલે કરું છું.'

આમ, જો તમે તમારા ગુનેગારોને માફી ન આપો, તો ભગવાન પણ તમારી પ્રત્યે તેમ જ વર્તશે.

## ૪. સરખી મજૂરી

એક જમીનદારે દ્રાક્ષની વાડી કરી હતી. જ્યારે દ્રાક્ષ તૈયાર થઈ ત્યારે તે સવારના પહોરમાં ચૌટામાં મજૂરોને તેડવા ગયો.

અને ત્યાં એને જે મજૂરો મળ્યા, તેમને એણે આનો રોજ ઠરાવી વાડી પર મોકલ્યા.

પછી ત્રીજે કલાકે* તે પાછો ચૌટે ગયો. ત્યાં એણે ઘણા મજૂરો કામ મેળવવા બેઠેલા જોયા. તેણે એમને કહ્યું કે, 'તમે પણ વાડીએ જાઓ. જે વાજબી હશે તે તમને આપીશ.'

પછી, વળી, છઠ્ઠે અને નવમે કલાકે તે ચૌટે ગયો, અને તે વખતેયે જે મજૂરો મળ્યા, તેમને 'વાજબી હશે તે આપીશ' એમ કહી કામે મોકલ્યા.

પછી, વળી, અગિયારમે કલાકે તે ચૌટે ગયો. તે વખતેયે ત્યાં એણે ઘણા માણસોને આળસુ બેઠેલા જોઈ પૂછ્યું, 'તમે નકામા કેમ બેઠા છો?'

ત્યારે તે બોલ્યા, 'અમને આજે કામ મળ્યું નથી.'

ત્યારે તે બોલ્યો, 'જાઓ, મારી વાડીએ જઈ કામ કરો. જે વાજબી હશે તે હું તમને આપીશ.'

પછી જ્યારે સાંજ પડી ત્યારે તેણે મહેતાજીને બોલાવીને કહ્યું, 'છેલ્લા આવેલા મજૂરથી શરૂ કરી, દરેકને તમે એક એક આનો ચૂકવો.' આમ, છેક અગિયારમે કલાકે આવેલા મજૂરને પણ આનો આપ્યો. ત્યારે જેઓ પહેલા આવ્યા હતા, તેમણે માન્યું કે તેમને વધારે મજૂરી મળશે.

---

* એટલે સૂર્યોદય પછી

પણ જ્યારે તેમનેયે આનો જ મળ્યો, ત્યારે તેઓ ફરિયાદ કરવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે, 'આ કેવો અન્યાય! અમે આખો દિવસ તડકો વેઠી કામ કર્યું તેનું મહેનતાણું છેક છેલ્લી ઘડીએ આવનારના જેટલું જ!'

ત્યારે જમીનદારે તેમને કહ્યું, 'ભાઈ, મેં તારું તો કશું ઓછું કર્યું નથી ને? મેં તારી જોડે એક આનાની જ બોલી કરી હતી ને? તારા હકનું લઈ તું તારો રસ્તો પકડ. હું તો આ છેલ્લાનેયે તારા જેટલું જ આપીશ. મારા પૈસાનો મને ઠીક લાગે તેમ ઉપયોગ કરવાનો મને હક નથી કે? હું ઉદાર થાઉં તેથી તારી આંખ શું કામ દુઃખે?'

આમ ઈશ્વરને ત્યાં છેલ્લો આવનારો પહેલો થાય છે, અને પહેલો છેલ્લો થાય છે. કારણ, ઘણા આવે છે, પણ અનુગ્રહના અધિકારી થોડા જ હોય છે.

## ૫. આજ્ઞાભંજક અને આજ્ઞાપાલક પુત્રો

એક માણસને બે દીકરા હતા. એક દિવસ તેણે બન્નેને બોલાવીને કહ્યું, 'જાઓ, વાડીમાં જઈને કામ કરો.' પણ એક બોલ્યો, 'હું નહિ જાઉં.' પણ પછી તેને પશ્ચાત્તાપ થયો, અને તે જઈને કામે લાગ્યો. પણ બીજાએ કહ્યું, 'જેવી આજ્ઞા, પિતાજી.' પણ તે કામે ગયો નહિ.

આ બેમાંથી પિતાની આજ્ઞા કોણે પાળી કહેવાય? ના કહી, પણ પશ્ચાત્તાપ કરી કામે ગયો તેણે, કે હા કહ્યા છતાં ગયો નહિ તેણે?

આ રીતે જે સન્માર્ગે જવાની ના પાડે છતાં પશ્ચાત્તાપ કરીને જાય, અને જે સન્માર્ગે ચાલવા વચન આપ્યા છતાં જાય નહિ, તે બેમાં કોણ સાધુ ગણાય?

## ૬. દુષ્ટ ગણોતદારો

એક જમીનદારે[1] દ્રાક્ષની[2] મોટી મોટી વાડીઓ કરી, અને તેને ચારે બાજુએ વાડ ભરી. અને વચ્ચે એક દ્રાક્ષાસવનું કારખાનું પણ બાંધ્યું. પછી તે વાડીઓ તેણે ગણોતે ખેડવા આપી, અને વિદેશ ચાલ્યો ગયો.

પછી જ્યારે દ્રાક્ષો તૈયાર થઈ, ત્યારે તેણે પોતાના નોકરોને[3] માલ ભેગો કરવા મોકલ્યા. ત્યારે તે ગણોતિયાઓએ તે નોકરોમાંથી કોઈને માર્યો, કોઈનાં ખૂન કર્યાં, અને કોઈને અપંગ કર્યો.

તે સાંભળી જમીનદારે વળી વધારે માણસો મોકલ્યા. પણ ખેડૂતોએ તેમનાયે તેવા જ હાલ કર્યા.

આ જાણી જમીનદારે પોતાના દીકરાને[4] તપાસ કરવા મોકલ્યો. ત્યારે ખેડૂતોએ વિચાર્યું: 'હવે તો જમીનદારનો વારસ જ આવ્યો છે. ચાલો, આપણે એને મારી નાંખીએ, પછી બધી વાડી આપણી જ થઈ જશે.'

એમ ઠરાવી તેમણે એના દીકરાને શૂળી દીધી.

પછી એ જમીનદાર જાતે જ ગયો. તેણે એ ખેડૂતોને શું કર્યું હશે વારુ?

સાંભળનારા — એણે એમને આકરી સજાઓ કરી હશે, અને વાડીમાંથી તેમને કાઢી મૂકી સારા ખેડૂતોને સોંપી હશે.

ઈશુ — ત્યારે ઈશ્વર તેમના સંતોનું ન સાંભળનાર અને તેમને પીડનારની શી વલે કરશે તે વિચારી લો.

---

૧. ભગવાન ૨. દુનિયા. ૩. સંતો અને પેગંબરો. ૪. ખ્રિસ્ત.

## ૭. અભિમાની મહેમાનો

એક શેઠે[1] જમણ કર્યું, અને તેમાં ઘણા લોકોને નોતર્યાં. અને પછી જમવાનો વખત થયો ત્યારે તેડાં મોકલ્યાં.

પણ તે લોકોએ[2] સંપ કરી બહાનાં કાઢ્યાં. એકે કહ્યું, 'મારે આજે મારી જમીન પર ગયા વિના ચાલે એમ નથી, માટે મને માફ કરો.' બીજાએ કહ્યું, 'મેં નવા બળદ લીધા છે, તેને પલોટવાના છે; માટે મને માફ કરો.' ત્રીજાએ કહ્યું, 'મારે આજે આણું કરવા જવું છે, માટે મને માફ કરો.'

પછી નોકરોએ[3] આવી શેઠને આ બધું સંભળાવ્યું. ત્યારે શેઠને ગુસ્સો આવ્યો, અને નોકરને હુકમ કર્યો કે, 'તું ઝટ જઈ રસ્તે રસ્તે અને ગલીએ ગલીએ ફરી વળ; અને જેટલા ગરીબ, લૂલા, લંગડા, આંધળા માણસો[4] જુએ તે સૌને તેડી લાવ.'

પછી નોકર તેમ કરી શેઠની પાસે હાજર થયો, અને કહ્યું કે, 'હજુ ઘણાને માટે અવકાશ છે.' ત્યારે શેઠે વળી કહ્યું, 'હવે તું ગામની બહારના રસ્તાઓ પર અને વગડાઓમાં જઈ ત્યાં જે મળે તેમને તેડી લાવ, અને મારું ઘર ભરી દે. મારે હવે નોતરેલામાંથી એકેનેયે મારી રસોઈ ચખાડવી નથી.'

## ૮. ગફલતી નોકરો

એક શેઠ હતો. તેણે પોતાના નોકરોને હુકમ કર્યો હતો કે, 'હું આવું ત્યારે બધું કામ બરાબર હોવું જોઈએ, અને જેણે બરાબર કર્યું હશે તેને હું મોટો હોદ્દો આપીશ.'

પછી કેટલાક નોકરો તો, શેઠ કોઈ પણ ઘડીએ આવી

---

૧. ભગવાન. ૨. દુનિયાદારી માણસો. ૩. સંતો. ૪. દીન અને દુઃખી.

પહોંચે એમ માની, પોતાના ઘરને સદાયે સજ્જ રાખતા અને રસોઈ પણ તૈયાર રાખતા.

પણ કેટલાક નોકરો, હજુ હમણાં શાના શેઠ આવે છે, આવશે ત્યારે તૈયાર કરી નાંખીશું, એમ વિચારી આળસ અને મોજમજા કરવા લાગ્યા.

પણ એક દિવસ શેઠ તેમને ત્યાં અણધાર્યા જઈ પહોંચ્યા, અને જોયું તો કશું જ ઠેકાણું નહોતું.

પછી શેઠે તેમને દંડ કર્યો અને બરતરફ કર્યા.

## ૯. ડાહી અને મૂર્ખ કન્યાઓ

એક ગામમાં દસ કન્યાઓ હતી. અને તેઓ સૌ એક જ વરને પરણવા ઇચ્છતી હતી. અને તે વર ગમે તે ક્ષણે આવી પહોંચે એમ હતું.

પછી તે દસે કન્યાઓ પોતાના દીવા સળગાવી વરને સામી મળવા નીકળી.

તેમાં પાંચ કન્યાઓ ડાહી હતી અને પાંચ મૂર્ખ હતી. અને જે કન્યાઓ ડાહી હતી તેમણે પોતાની સાથે તેલની કુપ્પીઓ પણ રાખી, જેથી દીવામાં તેલ થઈ રહે તો પૂરી શકાય.

પણ જે કન્યાઓ મૂર્ખ હતી, તેમણે તેલ રાખ્યું નહિ.

અને વરને આવતાં વાર લાગી, ત્યારે તે બધી રસ્તામાં જ સૂઈ ગઈ.

ત્યાં તો મધરાતને સમયે સાદ પડ્યો કે વર આવી પહોંચ્યો છે.

એટલે તે બધી પોતાના દીવાની દિવેટો સંકોરવા લાગી. અને પેલી મૂર્ખ કન્યાઓ ડાહીને કહેવા લાગી, 'અમને તમારી પાસેથી થોડું તેલ આપો.'

ત્યારે પેલી ડાહી કન્યાઓ બોલી કે, 'અમે એમ કરીએ તો અમારા દીવા પણ હોલવાઈ જાય. માટે તમે બજારમાંથી તેલ લઈ લો.'

ત્યારે તે પાંચ મૂર્ખ કન્યાઓ બજારમાં તેલ લેવા ગઈ.

પણ એટલી વારમાં તો વર આવી પહોંચ્યો અને જે કન્યાઓ તૈયાર હતી તેમને લઈ લગ્નમંદિરમાં ગયો. અને તે પછી મંદિરનાં બારણાં વાસી દેવામાં આવ્યાં.

પછી પેલી મૂર્ખ કન્યાઓ આવી લાગી, અને કહેવા લાગી કે, 'હે નાથ, બારણાં ઉઘાડો અને અમને સ્વીકારો.'

પણ વરે કહ્યું કે, 'તમે પાછી જાઓ, હું તમને ઓળખતો નથી.'

માટે ગફલતમાં રહેવું નહિ. ઈશ્વરનું તેડું અને પરીક્ષા કઈ ક્ષણે આવી પહોંચશે તે કહેવાય નહિ.

## ૧૦. કુશળ અને અકુશળ મુનીમો

એક શેઠ હતો, તેને પરદેશ જવું હતું. ત્યારે તેણે પોતાના મુનીમોને તેડ્યા અને એકને પાંચ મહોર, બીજાને બે મહોર અને ત્રીજાને એક મહોર આપી, તે પાછો આવે ત્યારે તેનો હિસાબ આપવા કહ્યું.

પછી તે મુનીમોમાંથી જેને પાંચ અને બે મહોરો આપેલી હતી, તેમણે દરેકે તેના વડે વેપાર ખેડ્યો, અને અનુક્રમે બંનેએ પાંચ અને બે મહોરોનો નફો કર્યો.

પણ જે ત્રીજો હતો તે પોતાને મળેલી મહોરને એક ખૂણામાં દાટી દઈ, નિરાંત કરી બેઠો.

પછી ઘણે દહાડે શેઠે પાછા આવી દરેકને હિસાબ પૂછ્યો. ત્યારે પહેલા બે મુનીમોએ શેઠની પાંચ અને બે

મહોરમાં અનુક્રમે પાંચ અને બે મહોર ઉમેરી, પોતે કરેલો નફો બતાવ્યો.

તે જોઈ શેઠ રાજી થયો, અને તેમને કહ્યું કે, 'આ નાનકડી રકમમાં તમે પ્રામાણિકતા અને હોશિયારી બતાવી છે, માટે હું તમને મારા ભાગીદાર બનાવું છું.'

પછી ત્રીજાનો વારો આવ્યો, ત્યારે તે બોલ્યો, 'શેઠ, હું જાણું છું કે તમે બહુ કડક માણસ છો, અને જ્યાં વાવ્યું ન હોય ત્યાંથી લણો છો, અને જ્યાં પાથર્યું ન હોય ત્યાંથી સંકેલો છો. આથી મને ડર લાગ્યો અને મેં તમારી મહોરને દાટી રાખી. તે આ હાજર કરું છું.'

ત્યારે શેઠે કહ્યું, 'અરે દુષ્ટ અને આળસુ માણસ! તું જાણે છે કે, હું વાવ્યું ન હોય ત્યાંથીયે લણું છું, અને પાથર્યું ન હોય ત્યાંયે સંકેલું છું. માટે તો તારે મારી મહોર વ્યાજે તો મૂકવી હતી, જેથી મને તેનું વ્યાજ તો મળત!

માટે એ મહોર પહેલા માણસને આપી દે, જેથી એની પાસે અગિયાર થાય. કારણ, જે ભરે છે તેમાં જ હું ઉમેરું છું, અને જે ખાલી કરે છે તેમાંથી જે હોય તેયે કાઢી લઉં છું.'[1]

એમ કહી, એ નોકરને તેણે દંડ કરી બરતરફ કર્યો.

## ૧૧. ભલો સૅમૅરિયન

એક વિદ્વાને ઈશુને પૂછ્યું, 'ગુરુ, અનંત જીવનના અધિકારી થવા મારે શું કરવું?'

---

૧. જે સદ્‌ગુણ ધરાવે તેના સદ્‌ગુણો વધતા જ જાય. જે તે ઓછા કરે, તેના હોય તેયે ચાલ્યા જાય.

ઈશુ—શાસ્ત્રમાં શું કહ્યું છે?

વિદ્વાન—શરીર, મન, બુદ્ધિથી ઈશ્વરની ભક્તિ કરવી, અને પોતાના પડોશીને પોતા જેવો જ સમજવો.

ઈશુ—ઠીક કહ્યું. એ પ્રમાણે જ ચાલ, એટલે અનંત જીવનનો અધિકારી થઈશ.

વિદ્વાન—પણ મારો પડોશી કોણ?

ઈશુ—એક વાર એક મુસાફર ચોરોના હાથમાં સપડાયો: તેમણે તેને લૂંટી કપડાં ઉતારી લઈ, મારી, લગભગ અધમૂઓ કરી નાંખ્યો. તેવામાં એક પૂજારી ત્યાંથી પસાર થયો. એને પડેલો જોઈ, તે રસ્તાની સામી બાજૂથી ચાલ્યો ગયો. પછી થોડી વારે વળી એક બીજો ગૃહસ્થ ત્યાં આવી ચડ્યો. તે પણ તેને જોઈ, રસ્તાની સામી બાજૂથી ચાલ્યો ગયો. તે પછી એક સેમેરિયન (હલકી કોમના યહૂદી) ત્યાં આવી ચડ્યો. તેને એની દુર્દશા જોઈ દયા આવી. તે તેની પાસે ગયો, અને તેના ઘાને દારૂથી ધોઈ, તેલ લગાડ્યું, અને તેને પોતાના ખચ્ચર પર નાંખી એક સરાઈમાં લઈ ગયો, તથા ત્યાં તેની માવજત કરી.

પછી બીજે દિવસે સવારે ઊપડતી વખતે તેણે સરાઈના માલિકના હાથમાં પૈસા મૂકી કહ્યું, 'આ માણસની સંભાળ લેજે, અને વધારે ખરચ થાય તો મારે નામે માંડી રાખજે. હું ફરી આવીશ ત્યારે ચૂકવી દઈશ.'

હવે, આ ત્રણમાં એ લૂંટાયેલા માણસનો કોણ પડોશી થયો વારુ?

વિદ્વાન—જેણે દયા બતાવી તે.

ઈશુ—એ જ મુજબ તું રહે.

## ૧૨. આગ્રહી મિત્ર

એક માણસને ત્યાં મોડી રાત્રે એક મહેમાન આવી પહોંચ્યો. તે વખતે એના ઘરમાં ખાવાનું રહ્યું નહોતું. આથી તે પોતાના એક મિત્રને ત્યાં ગયો, અને બારણું ખખડાવી બોલ્યો, 'મિત્ર, મારે ત્યાં એક મહેમાન આવ્યો છે. તેને ખવાડવા માટે તારે ત્યાંથી ત્રણ રોટી આપ તો!'

પણ પેલો મિત્ર પથારીમાં પડ્યો પડ્યો જ બોલ્યો, 'મધરાતે મને હેરાન ન કર. મેં બારણાં પર આગળો દઈ દીધો છે. મારાં બાળકો મને વળગીને પડ્યાં છે. હું હવે ઊઠી શકતો નથી.'

પણ પેલાએ એમ એને છોડ્યો નહિ. એણે એને આગ્રહપૂર્વક કહ્યું કે, 'તારે બારણાં ઉઘાડી મને મહેમાન માટે રોટી આપ્યા વિના નહિ ચાલે. તું ઊઠે નહિ ત્યાં સુધી હું તને જંપવા દઈ શકું નહિ.'

આથી છેવટે એના મિત્રને ઊઠવું જ પડ્યું, અને બારણું ઉઘાડી રોટી આપવી પડી.

આ જ રીતે તમે આગ્રહપૂર્વક ઈશ્વરનાં બારણાં ઠોકો, તો તે ઊઘડ્યા વિના રહેશે નહિ.

## ૧૩. ઉડાઉ દીકરો

એક માણસને બે દીકરા હતા. તે પૈકી નાનાએ એક દિવસ બાપને કહ્યું, 'મને મારો ભાગ આપી દો. મારે જુદા પડવું છે.'

ત્યારે બાપે તે મુજબ કર્યું. પછી તે નાનો દીકરો પોતાની બધી મિલકતનાં નાણાં કરી પરદેશ ચાલ્યો ગયો. અને ત્યાં તેણે ઉડાઉપણે વર્તી બધું ખોઈ નાંખ્યું.

તેવામાં ત્યાં દુકાળ પડ્યો, અને તે ભારે તંગીમાં આવી પડ્યો, તથા ભૂખે મરવા લાગ્યો.

પછી તે એ ગામના એક શેઠને ત્યાં નોકરીએ રહ્યો. તેણે એને પોતાનાં ડુક્કર ચારવા રાખ્યો. અને ડુક્કરને નીરાતા કુશકા ખાઈ તે પેટ ભરવા લાગ્યો. કારણ કે એને કાંઈ બીજું ખાવાનું મળતું નહિ.

પછી તે મનમાં પસ્તાવો કરવા લાગ્યો કે, 'મારા બાપને ત્યાં નોકરોને પણ રોટલા મળે છે, અને છતાં કેટલાયે વધે છે. પણ હું અહીં ભૂખે મરું છું! હું ત્યાં જાઉં અને બાપને પગે પડી માફી માંગી કહું કે, મેં તમારો ઘણો અપરાધ કર્યો છે, અને હું તમારો દીકરો કહેવડાવા લાયક નથી રહ્યો, પણ તમારો એક નોકર કરીને મને રાખો.'

એમ વિચારી તે ઘર તરફ આવવા નીકળ્યો.

પછી બાપે દૂરથી એને આવતો જોયો. તેવી જ તેને એના પર કરુણા આવી, અને તેણે દોડતો જઈ તેને ગળે વળગાડ્યો, અને તેને ચુંબનો કર્યાં.

અને દીકરો પગે પડી બાપની માફી માગવા લાગ્યો અને પશ્ચાત્તાપ કરવા લાગ્યો, અને કહેવા લાગ્યો કે, 'મેં તમારા ઘણા અપરાધ કર્યા છે અને હું તમારો દીકરો કહેવડાવા લાયક નથી.'

પણ બાપે તેના નોકરોને આજ્ઞા કરી કે, 'ઘરમાંથી સારામાં સારાં કપડાં લાવી આને પહેરાવો, અને તેની આંગળીએ વીંટી અને પગમાં જોડા પહેરાવો. અને આજે સૌને જમવાનાં નોતરાં મોકલો, અને સારામાં સારી રસોઈ કરો. કારણ કે મારો મૂએલો દીકરો પાછો જીવતો થયો છે, મારું ખોવાયેલું ધન મને પાછું મળ્યું છે.'

હવે, તે વખતે તેનો મોટો દીકરો ખેતરે ગયેલો હતો. અને ઘેર પાછો આવતો હતો ત્યારે તેણે દૂરથી નાચ અને સંગીતના અવાજ સાંભળ્યા. ત્યારે તેણે એક નોકરને પૂછ્યું કે, 'આ બધી શાની ધમાલ છે?'

ત્યારે નોકરે કહ્યું કે, 'તારો ભાઈ પાછો આવ્યો છે, તેના આનંદમાં પિતાજીએ ઉજાણી કરી છે, અને સારામાં સારી રસોઈ કરાવી છે, કારણ કે તે સહીસલામત પાછો આવ્યો છે.'

પણ આ સાંભળી મોટાને માઠું લાગ્યું અને તે ઘરમાં ગયો નહિ.

ત્યારે બાપ એને સમજાવવા આવ્યો.

મોટા છોકરાએ કહ્યું, 'આજે કેટલાં વર્ષથી હું તમારી સેવા કરું છું. તમારી એક પણ આજ્ઞા કદી તોડી નથી. પણ તમે કદી મારા મિત્રોનેયે જમાડવા તેડચા નથી. પણ જેણે દુરાચારમાં બધી મિલકત વેડફી નાંખી, તે તમારો આ દીકરો આવતાં જ તમે મોટી ઉજાણી કરી છે.'

ત્યારે બાપે કહ્યું, 'દીકરા, તું તો સદાયે મારી સાથે જ રહ્યો છે. અને જે મારું છે તે બધું તારું જ છે. પણ મારે આ આનંદ માનવો વાજબી જ છે, કારણ કે આ તો જે મૂઓ હતો તે પાછો જીવતો થયો છે, ખોવાયો હતો તે પાછો સાંપડયો છે.'

## ૧૪. ચાલાક કારભારી

એક શ્રીમંત માણસે એક કારભારી રાખ્યો હતો. આગળ જતાં તેને કાને વાત આવી કે તે કારભારી તેની મિલકતનો વહીવટ બરાબર કરતો નથી. આથી, તેણે તેને

બોલાવીને કહ્યું, 'તારે વિષે આવી ફરિયાદ કેમ આવે છે? માટે હું તારો હિસાબ જોવા માગું છું, અને તને રજા આપવા માગું છું.'

ત્યારે તે કારભારી વિચાર કરવા લાગ્યો કે, 'હવે હું શું કરું? શેઠ મને રજા આપશે તો હું કેમ દહાડા કાઢીશ? કારણ, હું કોદાળી ચલાવી શકતો નથી, અને ભીખ માગતાં શરમાઉં છું. માટે મારે કાંઈક એવું કરવું જોઈએ કે જેથી મને રજા મળે તો લોકો મને પોતાના ઘરમાં આશરો આપે.'

એમ વિચારી તે શેઠના એક દેવાદારને ત્યાં ગયો, અને તેને પૂછ્યું, 'બોલ, તારે મારા શેઠને કેટલા દેવા છે?' ત્યારે તેણે જવાબ આપ્યો, 'સો પીપ તેલ.' ત્યારે તે કારભારી બોલ્યો, 'ચાલ, ઉતાવળ કર અને તારો આંકડો લાવ, અને તેમાં સોને બદલે પચાસ પીપ લખ.'

તે જ રીતે તે બીજા દેવાદારને ત્યાં ગયો અને તેને પણ પૂછ્યું કે, 'તારે મારા શેઠને શું દેવાનું છે?' ત્યારે તેણે જવાબ આપ્યો કે, 'સો મણ ઘઉં.' ત્યારે કારભારીએ કહ્યું કે, 'તારો આંકડો લાવ, અને તેમાં એંશી મણ કરી નાંખ.'

જ્યારે શેઠે આ વાત જાણી, ત્યારે તેણે કારભારીનાં વખાણ કર્યાં; કારણ કે તેણે પોતાનું હિત સાધવામાં ડહાપણ વાપર્યું હતું. આવા વિષયમાં દુનિયાના માણસો ભક્ત માણસો કરતાં વધારે દક્ષ હોય છે.

## ૧૫. કાજી અને વિધવા

એક નગરમાં એક મોટો કાજી રહેતો હતો. તે નહોતો ઈશ્વરથી ડરતો કે નહોતો કોઈ માણસથી. હવે ત્યાં એક

ગરીબ વિધવા રહેતી હતી. અને તેણે આવીને એક માણસ સામે ફરિયાદ કરી, તેને સજા કરવા પ્રાર્થના કરી.

પહેલાં તો કાજીએ તે ફરિયાદ ગણકારી નહિ. પણ પછી તે વિચાર કરવા લાગ્યો કે, 'મને નથી ઈશ્વરનો ડર કે નથી કોઈ મનુષ્યનો ડર. પણ જો આ વિધવાની ફરિયાદ હું નહિ સાંભળું, તો તે રોજ આવીને મને પજવશે.' એમ વિચારી તેણે તેની ફરિયાદ પર ધ્યાન આપ્યું.

એક અન્યાયી કાજી પણ આ રીતે કરે છે, તો ઈશ્વર પોતાના ભક્તની રાતદિવસની આર્તવાણીને ન સાંભળે અને તેનો અપરાધ કરનારાને સજા ન કરે એમ બની શકે કે?

## ૧૬. ફેરિસી અને કારકુન

એક ફેરિસી અને એક સરકારી કારકુન એક દિવસ સાથે મંદિરમાં પહોંચ્યા. ત્યાં પેલા ફેરિસીએ આ પ્રમાણે પ્રાર્થના કરી: 'હે ભગવાન, હું તારો આભાર માનું છું કે હું બીજાઓના જેવો જુલમી, અન્યાયી કે વ્યભિચારી નથી, તથા આ કારકુન જેવો પાપી નથી. હું અઠવાડિયામાં બે વાર રોજો રાખું છું, અને મારી આવકમાંથી દશાંશ (ધર્માદા) કાઢું છું.'

અને પેલો કારકુન દૂર એક ખૂણામાં ઊભો રહી, આકાશ તરફ આંખો કરવાને બદલે, જાણે શરમ લાગતી હોય તેમ, પોતાની છાતી તરફ આંખો ઢાળીને પ્રાર્થના કરવા લાગ્યો કે, 'હે ભગવન્, આ પાપી પ્રત્યે દયા કર.'

નિશ્ચય માનજો કે પેલા ફેરિસી કરતાં આ કારકુનની પ્રાર્થના વધારે શુદ્ધ હતી. જે પોતાને ઊંચો સમજે છે તે નીચો ઊતરશે, અને જે નીચે રહેશે તેને ઊંચો ચડાવવામાં આવશે.

## ૧૭. ભરવાડ

જે માણસ નેસમાં એના દરવાજા વાટે નહિ, પણ કોઈ આડે માર્ગે પેસવા જાય તે એનો ધણી નહિ, પણ ચોર ગણાય. ઘેટાંનો ધણી તો સીધે જ માર્ગે આવે છે, અને તેના નોકર પાસે દરવાજો ખોલાવે છે. અને તે પોતાના દરેક ઘેટાને નામ દઈ બોલાવે છે, અને બહાર કાઢે છે. અને તે ઘેટાની આગળ આગળ ચાલે છે, અને ઘેટાં તેને અનુસરે છે. કારણ કે તે એનો અવાજ ઓળખે છે. પણ અજાણ્યા માણસ પાછળ તે જતાં નથી, પણ નાશી જાય છે. કારણ કે, તેના અવાજને તે ઓળખી શકતાં નથી.

હું પણ મારાં ઘેટાંઓનો[1] ધણી છું. ઘણા ચોરોએ આજ પહેલાં આવી મારાં ઘેટાંને ખેંચવા પ્રયત્ન કર્યો. પણ મારાં ઘેટાં તેની પાછળ ગયાં નહિ.

પણ હું સાચો ભરવાડ છું. મારાં ઘેટાં મારો અવાજ ઓળખી મારી પાછળ આવશે. પણ જે મારાં નહિ હોય તે મને નહિ અનુસરે.

હું સાચો ભરવાડ છું. સાચો ભરવાડ પોતાનાં ઘેટાં માટે પોતનો જીવ પણ આપે છે. જ્યારે વરુ તરાપ મારે, ત્યારે ભાડૂતી નોકર નાસી જાય છે, અને વરુ ઘેટાંને પકડી જાય છે. પણ તેનો સાચો ધણી પોતાનો જીવ જોખમમાં નાંખીનેયે તેનું રક્ષણ કરે છે.

જે મારાં ઘેટાં છે, અને જે મારા નેસમાં આવી મારાં બને છે, તેમનું રક્ષણ હું મારો જીવ આપીને કરીશ, એમ તે જાણે છે. તેઓ મારો અવાજ ઓળખશે.

---

૧. ભક્તો.

પણ જે મારાં નથી, તેઓ મારો અવાજ નહિ ઓળખે, અને મારી પાછળ નહિ આવે.

## ૧૮. ખોવાયેલું ઘેટું

તમારી પાસે સો ઘેટાં હોય, અને તેમાંથી એક ઘેટું ભૂલું પડી જંગલમાં રહી જાય, તો તમારામાંથી એવો કોણ છે કે જે તેને શોધવા ન જાય, અને તે મળે ત્યારે પડોશીઓને આનંદથી ન જણાવે કે મારું ખોવાયેલું ઘેટું જડી ગયું?

અથવા, કઈ સ્ત્રી પોતાના દસ રૂપિયામાંથી એક રૂપિયો અંધારામાં પડી ગયો હોય તો દીવો સળગાવી તેને શોધવા ન નીકળે, અને મળે તો પડોશણને આનંદથી ખબર ન આપે?

તે જ પ્રમાણે એક પાપી પશ્ચાત્તાપ કરી સન્માર્ગે આવે તો ઈશ્વરને ત્યાં તે દિવસે વધારે આનંદ મનાય છે.

૪

# સુભાષિતો

ઈશુએ વાપરેલાં નીચેનાં સુભાષિતો અને દષ્ટાંતો યુરોપની ભાષાઓમાં તુલસીદાસની ચોપાઈઓ અને દોહરાઓની જેમ પ્રસરી ગયાં છે.

જૂના કપડા પર નવા કપડાનું થીગડું ન દેવાય; કારણ કે તેથી જૂના પર વધારે ખેંચ પડે અને વધારે ચિરાય.

તેમ જ જૂના (ચામડાના) ધાડવામાં નવો દ્રાક્ષાસવ ન ભરાય; કારણ કે તેથી ધાડવો ફાટે અને આસવ ઢોળાઈ જાય.

* * *

ઈશ્વર જે જ્ઞાન મોટાઓથી સંતાડે છે, તે બાળકોને આપે છે.

* * *

રાજ્યમાં ફૂટ હોય તો રાજ્ય નાશ પામે, નગરમાં હોય તો નગર, કુટુંબમાં હોય તો કુટુંબ.

સેતાન દ્વારા સેતાનિયતનો નાશ ન થઈ શકે.

* * *

જે ઈશ્વરનો નથી, તે તેનો વિરોધી જ કહેવાય. જે સાથે રહી લણવામાં ભળતો નથી, તે ધાન્યને રગદોળનારો જ ગણાય.

* * *

સંપત્તિવાનને પ્રભુના ધામમાં પેસવા કરતાં સોયના નાકામાંથી ઊંટને[૧] પસાર થવું વધારે સહેલું છે.

* * *

દાંભિકનો ધર્મ કીડી ગાળીને ઊંટ ગળી જવા જેવો છે: અથવા વાસણને બહારથી અજવાળીને અંદરથી ગંદું રાખવા જેવો છે: અથવા બહારથી ધોળેલી અને અંદર હાડકાં માંસથી ભરેલી કબરો જેવો છે.

અને દાંભિકો તેમના પૂર્વજોએ મારી નાંખેલા સંતોની કબરો હવે પૂજે છે, પણ પોતાના સમયના સંતોને તેમની જેમ જ મારી નાખે છે.

* * *

દિલ રાજી પણ માટી નબળી.[૨]

* * *

દીવો સળગાવી કોઈ તેને ખાટલા નીચે સંતાડે નહિ, પણ બધે પ્રકાશ પડે તે રીતે વચ્ચે ગોઠવે. તેમ જ્ઞાન સંતાડી રાખવાનું ન હોય.

* * *

---

૧. આ યુરોપિયન ભાષામાં કહેવત જેવું થઈ પડયું છે. પણ મેં એક ઠેકાણે વાંચ્યું છે કે, ઊંટને માટે મૂળ જે શબ્દ અહીં વપરાયો છે, તેનો અર્થ 'દોરડું' પણ થાય છે. એ વધારે બંધબેસતું લાગે છે.

૨. આ પણ એક કહેવત જેવી બનેલી ઉક્તિ છે. જ્યારે કોઈ માણસ કાંઈક પગલું ભરવા હૃદયથી ઇચ્છતો હોય, પણ મનની નબળાઈથી હિંમત ન કરી શકે, ત્યારે આમ કહેવાય.

મીઠું જ મોળું થાય તો તેને શાથી સુધારાય? તેમ મુખ્ય માણસો જ મોળા પડે તો શું કરી શકાય?

* * *

સંત પોતાના ઘરમાં પૂજાતો નથી.

* * *

ભગવાનની ઇચ્છા હોય તો નકામો ગણાયેલો પથરો મંદિરને શિખરે જઈ ચડે છે.

* * *

સમૃદ્ધિમાંથી આપેલું દાન તંગીમાંથી આપેલા દાન આગળ નજીવું છે.

* * *

ઈશ્વરને ત્યાં તે શ્રેષ્ઠ અને તે જ આગેવાન જેની પરિચર્યા અને સેવા સૌથી વધારે.

* * *

(એક માણસે પોતાના ઘરની વ્યવસ્થા કરી આવી પછી ઈશુના સાથી થવા ઇચ્છા દર્શાવી. તેને ઈશુએ કહ્યું— )

હળ પર હાથ મૂકયા પછી જે પાછું વળીને જુએ, તે ઈશ્વરના ધામનો અધિકારી થઈ શકતો નથી.

* * *

ભણેલા અને ડાહ્યાઓથી ઈશ્વર જે સંતાડે છે, તે બાળકોને દેખાડે છે.

* * *

દીકરો રોટી માગે તો કયો બાપ તેને પથરો આપશે? અથવા માછલી માગે તો સાપ આપશે? અને ઈંડું માગે તો

વીંછી? તો ભગવાન તેથીયે વધુ કરે તેમાં શી નવાઈ! તમે નાશવંત વસ્તુ માગશો તોયે તે અવિનાશી વસ્તુ આપશે.

* * *

જે તલવાર ઉગામશે તે તલવારથી જ મરશે.

* * *

કેટલે વાગ્યે ચોર આવશે એમ જો માલિક જાણતો હોય તો ચોરી થવા દે નહિ, અને અમુક વાગ્યે જ ચોરથી સાવધ રહેવું એમ કોઈ સમય બાંધી શકે નહિ.

* * *

ઈશ્વરનું ધામ આંખેથી નિહાળી શકાય કે આંગળીથી ચીંધી શકાય એવું નથી. તે તમારી અંદર જ છે.

* * *

પુનર્જન્મ થયા વિના ઈશ્વરના ધામમાં જઈ શકાતું નથી. શરીરથી શરીર ઉત્પન્ન થાય છે. આત્માથી આત્મા. પુનર્જન્મ એટલે શરીરનો નહિ, પણ આત્માનો (જ્ઞાન તથા શ્રદ્ધા દ્વારા).

# સમાલોચના

## ૧

હિંદુ, મુસલમાન, પારસી વગેરે ધર્મોમાં ઈશ્વરપરાયણતા, શ્રદ્ધા, ભક્તિ, તપ, સંયમ, જીવદયા વગેરેનો દુકાળ નથી. તેમાં જ્ઞાનયોગ, ભક્તિયોગ, કર્મયોગ (એટલે વર્ણાશ્રમધર્મનું પાલન અથવા અનાસક્તિપૂર્વક સાંસારિક પ્રવૃત્તિઓનું આચરણ), રાજયોગ, હઠયોગ, મંત્રયોગ, તંત્રયોગ, સંન્યાસ-યોગ વગેરે અનેક પ્રકારના યોગો અસ્તિત્વમાં છે. એ સઘળાનું ધ્યેય તે તે યોગની પૂર્ણતા દ્વારા ઈશ્વરપ્રાપ્તિનું જ છે. વળી તેમનામાં ખાનગી તેમ જ સાર્વજનિક દાનધર્મનીયે ઊણપ નથી. પણ દુઃખી, દલિત, પતિત, ત્યક્ત તથા અબૂજ (અભણ—અજ્ઞાન) માનવોની જાતે પ્રત્યક્ષ ઐહિક સેવા બજાવી, તથા તેમને ઈશ્વરમાર્ગે વાળી તે દ્વારા ઈશ્વરની આરાધના કરવી, એવો ઈશ-માનવ-સેવાયોગ હિંદુ, મુસલમાન વગેરે ધર્મોએ ખીલવ્યો છે એમ કહી શકાય નહિ. એ તરફ તેમનું ખાસ લક્ષ જ ગયું નથી, એમ કહેવામાં તેમની નિંદા કરેલી કહી શકાય નહિ. એ ખ્રિસ્તી ધર્મની વિશેષતા છે એમ કહેવું જોઈએ.

પ્રત્યેક માણસ કે જાતિની જેમ, પ્રત્યેક ધર્મની એક એક ખાસ પ્રકૃતિ બનેલી હોય છે. મૂળ સ્થાપકથી શરૂ કરી તેના મોટા મોટા અનુયાયીઓના જીવનમાં તે બળવાનપણે દેખાઈ આવે છે. ઘણી વાર તે ધર્મનો કાંઈક અંશમાંયે સ્વીકાર કર્યો

વિના તે પ્રકૃતિ બીજાને પ્રાપ્ત થતી નથી. તેનો સ્વીકાર કરતાં જ અનુયાયીમાં તે ઊગવા માંડે છે અને, પ્રયત્ન કરે તો, ખીલે છે. મનુષ્યો તથા પ્રાણીઓનાં (ઐહિક) સંકટ અને અજ્ઞાન દૂર કરવાં તથા પોતે સમજેલા સત્યના પ્રચાર માટે ઉત્કટ પ્રવૃત્તિ કરવી એ ઈશુની ખાસ પ્રકૃતિ હતી, અને તે તેના મોટા મોટા અનુયાયીઓમાં ઊતરી આવેલી દેખાય છે. આજ સુધી તે પોષાતી આવી છે. ઈશુને માનવપુત્ર તેમ જ ઈશ્વરપુત્ર એવી બેવડી ઉપાધિ લગાડવામાં એ ખાસિયત સૂચવાય છે. ઈશુને પોતાના તારણહાર તરીકે સમજનાર માટે એ બેમાંથી માત્ર એકનો જ સ્વીકાર કરી બીજાનો ત્યાગ કરવો, તે કપૂરે પોતાનો સુગંધ અને કોમળતા છોડયાં છતાં કપૂર રહેવું તેના જેવું કઠણ છે.

૨

સૌથી પહેલાં ખ્રિસ્તી ધર્મ આપણા દેશમાં દક્ષિણ હિંદુસ્તાનમાં તામિલ, કેરળ વગેરે પ્રાન્તોમાં હજાર કે તેથીયે વધુ વર્ષો પર સ્થપાયો. તેનો સંબંધ સીરિયાની ખ્રિસ્તી ગાદી (ચર્ચ) સાથે હતો. ત્યાર પછી સોળમા સૈકામાં ફિરંગીઓનાં પશ્ચિમ હિંદુસ્તાનમાં થાણાં નંખાયાં, ત્યારે વળી પાછો તેનો જોરથી પ્રચાર થયો. તેમાં કાંઈક ઉપદેશ તથા કાંઈક સામ, દાન, દંડ, ભેદના ઉપાયો અને રાજ્યાશ્રયનો હાથ હતો. તે ખ્રિસ્તીઓનો સંબંધ રોમની ગાદી સાથે હતો. કાળે કરીને આ બન્ને ગાદીઓના ખ્રિસ્તીઓ રહેણીકરણી અને રૂઢિઓમાંયે ઘણે અંશે હિંદુઓના જેવા જ થઈ ગયા.

પછી અંગ્રેજોના શાસનકાળમાં યુરોપ-અમેરિકાના અનેક દેશોના અને અનેક પંથોના પાદરીઓ દેશભર ફેલાઈ

ગયા. રાજ્યની મદદ તો તેમને હતી જ. ખ્રિસ્તી ધર્મનો પ્રચાર તે સૌના જીવનનું મુખ્ય ધ્યેય હતું. પણ તેના નિમિત્ત સાધનરૂપે અનેક પ્રકારનાં માનવસેવાનાં કાર્યોની તેમણે યોજના કરી. દા. ત. દવાખાનાં, હૉસ્પિતાલ, મહારોગી (રક્તપિત્તી)-સેવા, શાળા, કૉલેજ, ઉદ્યોગાલય, અછૂત પછાત વગેરે કોમોનો ઉદ્ધાર, આર્થિક સંકટનિવારણ વગેરે. આ બધી જાતનાં સેવાકાર્યોની હિંદી જનતાને જરૂર હતી જ. તે પ્રત્યે હિંદુ-મુસલમાન ધર્મોનું લક્ષ જ નહોતું. આથી, પાદરીઓના ખ્રિસ્તી ધર્મપ્રચારના પ્રયત્નો તરફ અણગમો લાગે તોયે હિંદુસ્તાનના લોકોએ તેમની સંસ્થાઓનો લાભ એકંદરે રાજી-ખુશીથી લીધો એમ કહેવું જોઈએ.

૩

છતાં, પોતે માની લીધેલા સત્યનો પ્રચાર કરવાની જોરદાર પ્રવૃત્તિ અથવા પ્રકૃતિ બીજા ધર્મના લોકોને અગવડરૂપ તો થાય છે જ. ખાસ કરીને, જ્યારે સત્ય તરીકે જે આધ્યાત્મિક સિદ્ધાન્તો, માન્યતાઓ, આચારો તથા રૂઢિઓ રજૂ કરવામાં આવતાં હોય, તે બીજા ધર્મના વિચારી અને વિશેષ જ્ઞાન ધરાવનારા લોકોને બહુ મહત્ત્વનાં ન લાગતાં હોય, ઊલટું સંકુચિત પણ લાગતાં હોય, ત્યારે તે પ્રચાર વધારે કઠે છે. તેમાં જ્યારે સામ-દાનાદિક માર્ગોનો અને રાજ્યાશ્રયનો પણ ઉમેરો થાય, ત્યારે તે પ્રત્યે થોડો રોષ પણ થાય છે.

વળી, જ્યારે કોઈ ધર્મનો સ્વીકાર માત્ર એટલા જ સ્વરૂપનો હોય કે જે માણસ આજ સુધી રામ, કૃષ્ણ કે શિવને માનતો અને પૂજતો આવ્યો તે હવેથી ઈશુને પૂજવા લાગ્યો છે, અને આજ સુધી કોઈ હિન્દુ આચાર્યની ગાદીને માનતો

તે હવે પોપની ગાદીને માનવા લાગ્યો છે, તો તે અસહ્ય ન થાય. પણ જ્યારે તેની સામે એનાં જીવન, રહેણીકરણી, લગ્ન-વારસા વગેરેના કાયદા-કાનૂન તથા ખાન-પાન વગેરેમાંયે એટલો ફેરફાર કરવો જરૂરી સમજવામાં આવે કે તેનાથી પોતાના આગલા સમાજ ભેળા અને તે સમાજથીયે તેને પોતા ભેળા રાખી શકાય જ નહિ, ત્યારે તે ધર્માન્તર બીજા સમાજને અસહ્ય થઈ પડે છે. ખ્રિસ્તી અને મુસલમાન ધર્મે હિન્દુસ્તાનમાં જે મુશ્કેલી ઊભી કરી છે તે તેમના ધર્મ વિષેના ખાસ સિદ્ધાન્તોના કરતાં તેમણે તે સાથે આણેલી નવી સમાજરચના અને રહેણીકરણી, તથા તેની પાછળ રાજબળની મદદને પરિણામે થયેલી છે. 'હું ઘરઘરમાં ઝઘડા કરાવવાયે આવ્યો છું,' એ ઈશુની પ્રતિજ્ઞા જાણે અક્ષરશઃ પાળી બતાવવાનું કામ એના પ્રચારે કર્યું છે.

સત્ય કરતાં બીજું કશુંયે મહત્ત્વનું નથી, અને સત્યને માટે

કુળને ત્યજીએ, કુટુંબને ત્યજીએ, ત્યજીએ મા ને બાપ રે,
ભગિની સુત દારાને ત્યજીએ, જેમ ત્યજે કંચુકી સાપ રે.

એમ નરસિંહ મહેતા વગેરે ભક્તોએ પણ ગાયું છે, અને

ત્યજ્યો પિતા પ્રહ્લાદ, વિભીષણે બંધુ, ભરત મહતારી;
હરિ હિત ગુરુ બલિ, વ્રજવનિતા પતિ, . . . .

એવાં દૃષ્ટાંતો પણ છે.

આથી ખ્રિસ્તી ધર્મે જો સત્યના જ્ઞાનની દૃષ્ટિએ કાંઈક સાવ નવા તત્ત્વની ભેટ હિન્દુસ્તાનને કરી હોય, અને તે તત્ત્વને તથા તેમણે દાખલ કરેલી નવી સમાજરચના અને રૂઢિઓને કોઈક જાતનો આવશ્યક સંબંધ હોય, તો તો હિન્દુસ્તાનમાં

તેણે ઉત્પન્ન કરેલી ગડબડ, શરૂઆતમાં ક્લેશકર હોય તોયે, આવકારલાયક જ ગણી શકાય.

૪

ઘણાખરા સત્યશોધકો કોઈ ને કોઈ સંપ્રદાયમાંથી પસાર થયેલા હોય છે જ. સાધનકાળમાં તેમને પોતાના જ સંપ્રદાયના ઇષ્ટદેવ, તથા તેમાં માન્ય થયેલી ઉપાસના-પદ્ધતિ સર્વશ્રેષ્ઠ અને સંપૂર્ણ લાગે છે. એની એવી શ્રદ્ધાને લીધે જ તે આગળ પણ વધતો જણાય છે. પણ એમ લાગવું અને એવું ખરેખર હોવું, એ બેમાં ફરક છે. અને તે ફરક સમજવાનીયે શક્તિ સાધનાની શરૂઆતમાં હોતી નથી. પણ જ્યારે સાધના ખીલે છે અને ફળ આપવાની તૈયારીમાં આવે છે ત્યારે તેની સંપ્રદાયનિષ્ઠામાં અત્યંત ફરક પડી જાય છે. પછી તેને સાંપ્રદાયિક ઇષ્ટદેવ અને ઉપાસના શાખા-વૃક્ષ-ન્યાયે (બીજના ચંદ્રને જોવા ઝાડની ડાળીના એંધાણ જેવું) નિમિત્ત માત્ર બની જાય છે, અને બીજાને બતાવવા માટે ઝાડની ડાળીને બદલે ઘરનું છાપરું પણ તેટલું જ ઉપયોગી લાગે છે.

આમ કાચી સાધના દરમ્યાન ખ્રિસ્તી ઉપાસકને સ્વાભાવિક રીતે એમ લાગે કે, ઈશુ ખ્રિસ્ત પરમેશ્વરના એકના એક ઔરસ પુત્ર હતા; તે ત્રીજે દિવસે કબરમાંથી ઊઠ્યા; અને તેમણે માનવજાતિના ઉદ્ધાર માટે ક્રૂસારોહણ કરી ભક્તોના પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું; તથા તેમને પોતાના ઉદ્ધારક તરીકે સ્વીકારવા, તેની નિશાનીરૂપે તેમના ભક્તો સાથે રોટી અને દ્રાક્ષાસવ લેવાં, તથા તેમણે અને તેમના મોટા ભક્તોએ દાખલ કરેલી પદ્ધતિએ ઉપાસના કરવી અનિવાર્ય જ છે. વળી, માણસ બીજા સર્વે નીતિધર્મોનું પાલન કરે, સમાજસેવાનાં કામો કરે,

તથા ભગવાનનુંયે નામ લે, પણ જ્યાં સુધી ઈશુ ખ્રિસ્તમાં એને વિશ્વાસ નહિ બેસે, અને તેમને પોતાના તારક તરીકે ખુલ્લે-ખુલ્લા ન સ્વીકારે, ત્યાં સુધી તે ગોથાં જ ખાય છે.

સ્વામીનારાયણ સંપ્રદાયના એક વારના અનન્યનિષ્ઠ અનુયાયી તરીકે આ મનોદશામાંથી હું સારી પેઠે પસાર થઈ ગયો છું, એટલે તે હું સારી રીતે સમજું છું.

જેને જોઈએ તે આવો મોક્ષ માગવા રે લોલ,
આજ ધર્મવંશીને દ્વાર, નરનારી — જોઈએ૦
આવો પ્રગટ પ્રભુને પગે લાગવા રે લોલ,
વહાલો તરત ઉતારે ભવપાર, નરનારી — જોઈએ૦
જન્મ મૃત્યુના ભય થકી છૂટવા રે લોલ,
શરણે આવો મુમુક્ષુ જન, નરનારી — જોઈએ૦
શીદ જાઓ છો બીજે શિર કૂટવા રે લોલ,
હાં તો તરત થશો પાવન, નરનારી — જોઈએ૦
ભૂંડા શીદ ભટકો છો મતપંથમાં રે લોલ,
આવો સત્સંગ મેલીને મોક્ષરૂપ, નરનારી — જોઈએ૦
આણો પ્રેમ પ્રતીત સાચા સંતમાં રે લોલ,
થાશે મોક્ષ અતિશે અનૂપ, નરનારી — જોઈએ૦
જુઓ આંખ ઉઘાડી વિવેકની રે લોલ,
શીદ કરો છો ગોળખોળ એક પાડ, નરનારી — જોઈએ૦
લીધી લાજ બીજા ગુરુ ભેખની રે લોલ,
કામક્રોધે લગાડી છે રાડ, નરનારી — જોઈએ૦
એવા અજ્ઞાની ગુરુના વિશ્વાસથી રે લોલ,
જાશો નરકે વગાડતાં ઢોલ, નરનારી — જોઈએ૦
વહાલો તરત છોડાવે કાળપાશથી રે લોલ,
પ્રેમાનંદ કહે આપે છે હરિ કોલ, નરનારી — જોઈએ૦

આમાં અને ખ્રિસ્તી પ્રચારકની શ્રદ્ધા તથા મનોદશામાં ફરક નથી.

૫

આને અંધશ્રદ્ધા કહી ન શકાય, કારણ કે પોતાની શ્રદ્ધાનો એ પ્રત્યક્ષ ફાયદો પણ અનુભવે છે. તે દ્વારા તેની કેટલેક અંશે ચિત્તશુદ્ધિ થાય છે; સંસારનાં દ્વંદ્વો સહન કરવાની શક્તિ મળે છે; શાંતિ, આનંદ અને ઉત્સાહ પણ અનુભવે છે. અંધશ્રદ્ધા તેને ગણાય કે જે શ્રદ્ધાને પોતે સમજાવી શકતો નથી, જેના ફાયદા પોતે અનુભવ્યા નથી, પણ જે છોડતાં ભવિષ્યનો કોઈ ફાયદો ખોવાની કે નુકસાન થવાની ધાસ્તી લાગતી હોય, માટે જ તેને પોષતો હોય. પણ આ શ્રદ્ધાને મૂઢ શ્રદ્ધા કહી શકાય. મૂઢ શ્રદ્ધા અમુક હદ સુધી બુદ્ધિ અને ગુણોનો વિકાસ કરવામાં પ્રયત્નશીલ માણસોને ઠીક કામ આપે છે. પણ જો માણસ પ્રયત્નશીલ ન હોય, તો તે તેને બુદ્ધિવાન હોય તો દંભી અને પાખંડી, અને બુદ્ધિવાન ન હોય તો જડ અને ઝનૂની બનાવે છે. જૂનાં શાસ્ત્રોના શબ્દોમાં મૂઢ શ્રદ્ધા ધરાવનારા, અપ્રયત્નશીલ, જડ અને ઝનૂની પૂજારીઓ, તેમ જ દંભી અને પાખંડી ફેરિસીઓ તથા શાસ્ત્રીઓ, ઈશુનો વધ કરીને જ અટક્યા. અને તે જ ધાર્મિક ઝઘડા અને ઝનૂનની, તથા બીજા પ્રકારની માન્યતા ધરાવવાનું સાહસ કરનારને કરપીણ રીતે રંજાડવાની પરંપરા ખ્રિસ્તી ધર્મમાંયે ઊતરી.

હિંદુસ્તાનમાંયે શૈવ, વૈષ્ણવ, જૈન, બૌદ્ધ વગેરે ધર્મપંથો એવી સ્થિતિમાંથી એક કાળે પસાર થઈ ચૂક્યા. અને આજેયે તે પરંપરા સાવ તૂટી ગઈ છે એમ ન કહેવાય.

પણ હિંદુસ્તાનમાં મૂઢ શ્રદ્ધાની ભૂમિકામાંથી પસાર થઈ ગયેલા અનેક હિંદુ-મુસલમાન સંતો થઈ ગયા. તેઓ જડતા

અને દંભનો તો નાશ નથી કરી શક્યા. પ્રયત્ન ન હોય અને અજ્ઞાન હોય ત્યાં સુધી જડતા રહેવાની અને સ્વાર્થ હોય ત્યાં સુધી દંભ રહેવાનો. પણ હિંદુસ્તાનની સંસ્કૃતિમાંથી ઝનૂન અને ઝેર કાઢી નાંખવામાં તેમણે ઠીક યશ મેળવ્યો કહેવાય.

ખ્રિસ્તી અને મુસલમાન ધર્મીએ તેમ જ હિંદુધર્મના જુદા જુદા સંપ્રદાયના અનન્ય ભક્તોએ હિંદુસ્તાનના હિંદુ તેમ જ મુસલમાન સંતો પાસેથી આ જ્ઞાન મેળવ્યે જ છૂટકો છે. તે વિના તેઓ સાધનાનું ફળ પ્રત્યક્ષ જીવનમાં અનુભવી નહિ શકે, અને મૂઢ શ્રદ્ધાની ભૂમિકામાંથી ઊંચા જઈ નહિ શકે, અને ધાર્મિક ઝઘડાઓનો ઉકેલ પણ નહિ લાવી શકે.

૬

તાત્ત્વિક જ્ઞાન તથા સાંપ્રદાયિક જ્ઞાન એક નથી. તાત્ત્વિક જ્ઞાન આત્મા તથા ઈશ્વરનો જ વિચાર કરે છે, એને જ મહત્ત્વ આપે છે. સાંપ્રદાયિક જ્ઞાન ઈશ્વર તથા આત્માનો કાંઈક જ વિચાર કરે છે, પણ વધારે વિચાર ઈશ્વરના કોઈ એક ખાસ પ્રતિનિધિ અને તેના ગ્રંથોનો કરે છે, અને તેને જ વધારે મહત્ત્વ આપે છે. એ પ્રતિનિધિને ઈશ્વરનો અવતાર, પેગંબર, પુત્ર, પિતા (પુરુષરૂપ), માતા (સ્ત્રીરૂપ), સગુણ, સરૂપ કે વાણીરૂપ કહે, તેનો ઈશ્વરથી અભેદ માને કે ભેદ માને — બધામાં સાંપ્રદાયિક મનુષ્યનું ધ્યાન ઈશ્વર અને આત્મા કરતાં તેના પર જ વધારે ચોંટેલું રહે છે. ‘મારે માટે પ્રભુને પહોંચવાનું આ જ શ્રેષ્ઠ દ્વાર છે’ એટલું જ તે માનતો નથી, પણ ‘સૌ કોઈને માટે પ્રભુને પહોંચવાનું આ જ एक દ્વાર છે’

એમ તે સમજે છે, અને તે માન્યતામાં એટલો બધો ભેરવાઈ જાય છે કે પછી પોતે પહોંચવાનો પ્રયત્ન બાજૂએ રહી જાય છે, અને બીજાઓને જ તે માર્ગે લગાડવાની તેને વધારે તાલાવેલી લાગે છે. પછી, એક વાર ધ્યેય સ્વપ્રયત્ન પરથી ખસી બીજાને ત્યાં ખેંચવાનું બની જાય એટલે તે માટે સામ, દાન, દંડ, ભેદની ગમે તે રીતો અજમાવવા તે મંડી પડે છે. મરણની ઘટના પછી સ્વર્ગ કે મોક્ષ અને નરક એ બે સનાતન લોભ અને ભય તો હોય જ, પણ ઐહિક લાલચો અને ભયો પણ દેખાડવામાં આવે છે. શ્રદ્ધા ઉપજાવવા ખોટી કથાઓ ઉપજાવવી, બીજા સંપ્રદાયોની નિંદા કરવી, ચમત્કારોની ઝમક બતાવવી ઇત્યાદિ અનેક જૂઠાણાં પેસે છે. આમ જેને પોતે પોતાના મોક્ષનું ઉત્તમ દ્વાર માન્યું હતું અને કરી શકત, તેને બીજાના મોક્ષનું દ્વાર બનાવવાના મોહમાં પોતાના પતનનું દ્વાર બનાવે છે. બીજાનો મોક્ષ તો થવાનો હોય ત્યારે થાય.

૭

પ્રકટ પ્રભાકર હોય મુનિ દગ બિન નહીં દેખાત,
સંત બિના ત્યોં પ્રકટ પ્રભુ જનકો નહીં સમઝાત;
(કવિ દલપતરામ)

તથા

જેની દેવે પરાભક્તિ તેવી જ ગુરુને વિષે,
જ્ઞાન ને ધર્મનાં તત્ત્વો પ્રકાશે તે પવિત્રને;
(શ્વેતાશ્વતર ઉપનિષદ)

એ વચનો બરાબર છે. પણ તેનો અર્થ જ્યારે અનુયાયી એવો કરવા બેસે કે, 'મારો ગુરુ સર્વથી શ્રેષ્ઠ છે એટલું જ

નહિ, પણ એ સિવાય કોઈ બીજો ગુરુ છે જ નહિ, ભૂતમાં થયો નહોતો અને ભવિષ્યમાં થશેયે નહિ; તેના નામની અને શ્રદ્ધાની નૌકા એવી છે કે પછી અનુયાયીને કશું કરવાપણું જ રહેતું નથી; તેના જન્મ પહેલાં કોઈનો અંતિમ મોક્ષ થયો નહોતો, અને હવે પછીયે તેના સ્વીકાર વિના કોઈનો અંતિમ મોક્ષ થઈ શકવાનો નથી,'—ત્યારે તે મૂઢ બની મૂઢતાનો જ પ્રચાર કરવા મંડી પડે છે.

વસ્તુતઃ ઈશ્વર કોઈ એવી વસ્તુ નથી, પરમ ધામ (સ્વર્ગ) કોઈ એવું સ્થાન નથી, અને મોક્ષ કોઈ એવી સ્થિતિ નથી કે જેને મરીને પામવાનું હોય, અને જેને પામવા માટે કોઈ આપણી ઓળખાણ કરાવનાર અને ખાતરી આપનાર દરમિયાનગારની જરૂર હોય. શાસ્ત્રકારોએ તથા કાવ્યપ્રેમી સંતોએ અને ગુરુઓએ એવો ખ્યાલ ઉપજાવનારાં રૂપકો રચીને એક એવી શબ્દમાયા નિર્માણ કરી મૂકી છે કે, સાધકને ઈશ્વર-રચિત સંસારની માયા તરી જવા કરતાં એ શાસ્ત્ર-રચિત માયા તરવી વધારે કઠણ થઈ પડે છે. 'ઈશ્વરનું ધામ —મંદિર— તારી અંદર જ છે,' 'ઈશ્વરને તારા હૃદયમાં જ ખોળ,' 'હું અને ઈશ્વર જુદા નથી,' 'ઈશ્વર, ઈશ્વરપુત્ર અને આત્મા ત્રણે એક જ છે,' એવા શબ્દો તેમણે પોતે કહ્યા હોય, તોયે પેલાં સ્થૂળ વર્ણનોને હઠાવી શકવા તે અસમર્થ નીવડે છે.

૮

'કયામતને દિવસે ઈશ્વર ન્યાય કરશે, અને તે વખતે હું જેનો સ્વીકાર કરીશ (અથવા જેણે મારો સ્વીકાર કર્યો હશે) તેમને સ્વર્ગ મળશે, અને જેનો હું ઇન્કાર કરીશ (અથવા

જેણે મારો ઇન્કાર કર્યો હશે) તેમને અનંત નરકવાસ મળશે,' અને 'કયામતને દિવસે હું પરમેશ્વરના સિંહાસન પાસે બેઠેલો હોઇશ, અને કોઈને મારા જમણા હાથ પર બેસાડીશ અને કોઈને ડાબા હાથ પર;'—એવાં એવાં વાક્યોનો શો અર્થ? શું એ વાક્યો ખોટાં? શું સ્વર્ગ, વૈકુંઠ, ગોલોક, અક્ષરધામ તથા નરકકુંડોની વાતો ખોટી? પવિત્ર સત્યવાદી સંતોએ શું કામ દેવાદિકનાં અને તેમનાં સ્થાનોનાં વર્ણન કર્યાં છે? શું કામ ફિરસ્તાઓ, તથા જય, વિજય, શ્રીદામ, પીટર વગેરે દ્વારપાળોની વાતો કરી છે? શું કામ લક્ષ્મી અને વિષ્ણુનો વૈકુંઠવિહાર, અને રાધા અને કૃષ્ણનો ગોલોકવિહાર, અક્ષર-મુક્તોનો અક્ષરવિહાર વગેરે વર્ણવ્યાં છે? શું કામ સાધના અને પુરુષાર્થ કરતાં પરમેશ્વરના કોઈ ખાસ પ્રતિનિધિ દ્વારા મેળવેલા અનુગ્રહ અને તેની તારક શક્તિ પર વિશ્વાસ રાખવા ભાર મૂકે છે?

આવા આવા પ્રશ્નો વિચારી અનુયાયીને મૂંઝવે છે. તેમાં નવાઈ પણ શી? જેને સત્પુરુષ અથવા સદ્ગ્રંથ તરીકે રજૂ કરો. તેના એક વચન પર વિશ્વાસ રાખવો અને બીજાને ઉડાડી દેવું એ કેમ બને?

પણ આપણે ઊલટો પ્રશ્ન પૂછીએ કે શું કામ એમ ન કરી શકાય? ગમે તેવો મોટો ખ્રિસ્ત, પેગંબર કે અવતાર હોય, અને ગમે તેવું પ્રાચીન અને આદર પામેલું શાસ્ત્ર હોય, શું કામ તેમને વિષે વિવેકબુદ્ધિનો ઉપયોગ કરી ન શકાય? શું કામ તે અંધ કે મૂઢ શ્રદ્ધાથી માનવું જ જોઈએ?

અનુયાયી કહેશે : આપણે પામર માણસ; આપણી બુદ્ધિ અલ્પ અને મલિન; આપણી બુદ્ધિને જે અગમ્ય લાગે તે ન

જ માનવાનો આગ્રહ રાખીએ અને, ધારો કે, તેમાં આપણી ભૂલ થાય તો? જે વાતો ગ્રંથોમાં લખી છે તે અક્ષરશઃ સાચી હોય, અને આપણે તેને છોડીએ તો આપણા ભવિષ્યમાં કેવા હાલ થાય? આપણી અવગતિ થાય તો?

આમ અવગતિનો ડર એ જ વિવેકબુદ્ધિને શુદ્ધ કરવામાં અંતરાયરૂપ થાય છે. મનુષ્યને મરણ પછી પોતાનું અસ્તિત્વ જાળવી રાખવાની અને તેનેયે ઐશ્વર્યવાન અને સુખમય કરવાની એટલી બધી હોંશ છે કે, તે તેને માટે અનેક પ્રકારની સુખદુઃખની રમ્ય કે ભયાનક સૃષ્ટિઓ કલ્પનાથી રચે છે. ઈશ્વરની એને ઝાઝી પરવા નથી, એનાં સ્વર્ગ અને નરકની એને વધારે ચિંતા છે. અને સ્વર્ગપ્રાપ્તિ અને નરકનિવારણ માટે જ તે ઈશ્વરને સ્વીકારે છે. પણ તે ઈશ્વરને સ્વીકારીને તેને સમજી તો શકતો નથી. તેથી જેને એ કાંઈક સમજી શકે છે તેવા માણસોને વળગે છે. અને તેને ઈશ્વરની જગ્યાએ બેસાડી, તેમનાં વચનોને અનુસરે છે.

પણ જો માણસ સન્માર્ગને—તે વિવેકબુદ્ધિથી સત્ય અને સારો છે તે વિચારથી જ—અનુસરે, અને કુમાર્ગને—તે અસત્ય અને ખરાબ હોવાથી જ—છોડે, અને મર્યા પછી તેનો કશો બદલો મેળવવાની ઇચ્છા કે શું થશે તેની ચિંતા જ ન કરે, તો એને પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ કરતાં કશી મુશ્કેલી ન લાગે. પ્રામાણિકપણે ભૂલ કરતાં એને અચકાવાની જરૂર ન રહે.

૯

ઉપનિષદના ઋષિઓ, વ્યાસ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, ઈશુ, મહમ્મદ, નાનક, કબીર, સૉક્રેટીસ, કોન્ફૂશિયસ,

લાઓત્ઝે વગેરે અનેક ધર્માત્માઓ પૃથ્વીતળ પર થઈ ગયા. તેમના પોતાના કે તેમને લગતા અનેક મહાન ગ્રંથો આપણા હાથમાં રહ્યા છે. એ ગ્રંથોમાં મનુષ્યજાતિને હંમેશ માટે ઉપયોગની વિવિધ સામગ્રી પડી છે. એમાં કેટલાંક સનાતન સત્યો અને સિદ્ધાંતોનું નિરૂપણ છે. કેટલીક તે કાળના સમાજને ઉપયોગી વસ્તુઓ પણ છે. દરેકમાં કાંઈક ને કાંઈક ભૂલભરેલા સિદ્ધાંતો અને ઉપદેશો પણ છે. દરેક ધર્માત્મા તેમ જ દરેક ગ્રંથના ગુણ અને દોષોમાં કાંઈ કાંઈ વિશેષતા પણ છે. આપણે માટે એ સર્વે આદરપાત્ર છે. એટલે કે આદરપૂર્વક વિચાર કરવા યોગ્ય છે. પણ એમાંથી એકેય એવા ન કહી શકાય કે એમના જીવન કે વિચારમાં કશું અગ્રાહ્ય ન જ હોય.

ઈશ્વરોપાસકે એ સર્વેને વિષે આદરબુદ્ધિ રાખવી. મનુષ્યની ઉત્તમ પ્રકૃતિ પણ એક પ્રકારની નથી. હીન પ્રકૃતિ પણ એક પ્રકારની નથી. આ ધર્માત્માઓને ઉત્તમ પ્રકૃતિના વિવિધ નમૂનાઓ કહી શકાય. ઉપાસકને તેમાંનો જે કોઈ નમૂનો પોતાને વધારેમાં વધારે અનુકૂળ લાગે, તેના જીવન અને ગ્રંથોનું તે વારંવાર ચિંતન કરે, અનુસરણ કરે અને તેમાંથી પ્રેરણા મેળવે. પણ તે માટે તેને તે પુરુષને વિષે ઈશ્વર, પ્રતિનિધિ, કે પેગંબર બુદ્ધિ કે તેના ગ્રંથને ઈશ્વરીવાણી માનવાની જરૂર નથી. તેને પોતાની અને ઈશ્વરની વચ્ચેનો કોઈ જાતનો દરમિયાનગાર માનવાની જરૂર નથી. એ ધર્માત્માના જીવનકાળમાં ઈશ્વર આપણી નિકટ આપણને લાગે છે તે કરતાં તેની વધારે નજીક ભલે રહ્યો હોય. પણ આજે તો ઈશ્વર તેની નિકટ છે તે કરતાં આપણે ગમે તેવા

પામર હોઈએ તોયે આપણી નજીક વધારે છે, એ વાત સમજાવી જોઈએ. કારણ કે, તે ધર્માત્મા આપણે માટે તો તેનું ચરિત્ર સાંભળીને કરેલી એક કલ્પના જ છે. એ ભૂતકાળ સાથે જોડાયેલો છે. ઘણાંખરાંનાં ચરિત્ર દંતકથાઓ અને અલંકારભર્યાં કાવ્યોમાંથી પ્રતિબિંબ પામીને આવ્યાં છે. જેમ અનેક જાતની ગોળાશવાળાં દર્પણોમાં પડતાં પ્રતિબિંબમાંથી કોઈ વસ્તુને જોઈને મૂળ વસ્તુના ખરા રૂપની તદ્દન સાચી કલ્પના નથી કરી શકાતી, તેમ તે ગ્રંથોમાંથી મૂળ નાયકનું સાચું ચરિત્ર જાણવું અશક્ય થઈ પડે છે. એથી ઊલટું, ઈશ્વર કાંઈ એક કલ્પના નથી. તે આપણી (એટલે આત્મા) સાથે એકરૂપ થઈ રહેલી વસ્તુ છે. એ વર્તમાન છે. માટે આજે તો ઈશ્વર આપણી જ વધારે નિકટ છે. જો એ ધર્માત્માનાં ચરિત્રો અને વાણી એ નિકટતા સમજાવી આપે તો તો એ સર્વે ઉપયોગી બન્યાં ગણાય. પણ તેને પરિણામે જો ભક્ત ઈશ્વરને દૂર કરી પોતાના ધર્માત્માને જ કલ્પના-બળે નિકટ લાવવાનો પ્રયત્ન કરે, તો તો તે ધર્માત્મા અને ધર્મગ્રંથ તેને માટે ભ્રામક પણ બન્યા ગણાય.

૧૦

પણ અહીં 'ઈશ્વર' એટલે શું કહેવા માગું છું એ વિષે શંકા ઊઠવાનો સંભવ છે. આ ધર્માત્માઓ અને તેમના ગ્રંથો સિવાય ઈશ્વરનાયે અસ્તિત્વ માટે બીજો શે . વો છે? જો ધર્માત્માઓએ વર્ણવેલાં સ્વર્ગ, નરક, કયામત, પુનર્જન્મ, અવતારવાદ, પેગંબરવાદ, પુત્રવાદ, વગેરેમાં દોષ હોય, તો તેમના ઈશ્વરના અસ્તિત્વ વિષેના વિધાનમાંયે કાં દોષ ન હોય?

ઇશ્વર આપણી વધારે નિકટ છે એમ કહેવું એ પણ એમ કહેનારની કલ્પનાને જ સ્વીકારવાનું નથી શું? આપણને (પામર માણસને) તો ઈશ્વરના અસ્તિત્વનોયે ક્યાં અનુભવ છે? કલ્પનાથી, ચરિત્રો દ્વારા, પેલા ધર્માત્માઓની તો કાંઈ પણ મૂર્તિ ખડી કરી શકીએ છીએ. પણ ઈશ્વર વિષે તો કોઈ કલ્પનાયે કરી શકાતી નથી. ત્યારે ધર્માત્માની સાથે ઈશ્વરનેયે બાજુ પર મૂકી દેવાનો સીધો માર્ગ જ કાં ન લેવો? શું કામ માત્ર સારી સોબત, સારો આચાર, સારાં કર્મ અને પરસ્પર પ્રેમ, બીજા માટે ઘસાવું, બીજાની સેવા કરવી, સમાજ સાથે ન્યાય અને નીતિનો વ્યવહાર રાખવો, વગેરે શુદ્ધ મનુષ્યધર્મ પાળીને સંતુષ્ટ ન રહેવું?

વાત ઘણી સાચી છે. ઈશ્વરની કે આત્માની સર્વ શોધખોળ કર્યા પછીયે એથી બીજો કોઈ મોટો જીવનમાર્ગ છે જ નહિ. પણ મનુષ્યનો શુદ્ધ ધર્મ શો અને તે ધર્મનું પાલન કરવાનું પ્રયોજન શું તે સમજાયા વિના તેને તૃપ્તિ નથી થતી. શા માટે ઉપર કહ્યો તે જ શુદ્ધ મનુષ્યધર્મ, અને શા માટે સુખથી જીવવું અને ભોગવવું અને તે પ્રાપ્ત કરવા બધા ઉપાયો અજમાવવા એટલો જ મનુષ્યધર્મ નહિ? આમ જ્યાં જીવનના પ્રયોજનનો વિચાર કરવા તે બેસે છે, ત્યાં હું કોણ અને જગત શું એ સવાલ ઊભો થાય છે અને તેમાંથી ઈશ્વર અને આત્માની શોધ નિર્માણ થાય છે. અને એ શોધની ઇંતેજારીમાંથી જ ભક્તિ, યોગ, કર્મ વગેરે ઉદ્ભવે છે. આમ 'ઈશ્વર'—એટલે કે પોતાના તેમ જ સર્વ જગતના મૂળમાં રહેલા આદિતત્ત્વને સૂચવનારો એ અથવા

બીજો — શબ્દ ઉત્પન્ન થાય છે. અને તેને વિષેની શ્રદ્ધાનો પ્રચાર થાય છે. તેમાં

ધ્યાનથી દેખતા કોઈ આત્માને નિજમાં સ્વયં,
સાંખ્યયોગ વડે કોઈ, કોઈ તો કર્મયોગથી;
કોઈ તો ન જાણતાં એમ અન્યથી સાંભળી ભજે.
(ગીતાધ્વનિ. ૧૩, ૨૪-૨૫)

એમ જે એની શોધમાં જાતે ઊતરવાની પૂરી સાધના નથી કરી શકતા, તે તેને જાણનારાના શબ્દ પર વિશ્વાસ મૂકી તેની ભક્તિ કરે છે.

આમ કરવામાં દોષ નથી. કારણ કે એ અસત્ વસ્તુની કે કેવળ કાલ્પનિક વિષયની શ્રદ્ધા નથી. પણ ઈશ્વર જેવી કોઈક ગૂઢ શક્તિ છે એટલું જ સ્વીકારી તે તેની ભક્તિ કરી નહિ શકે એમ જ્યારે તે પોતે અથવા ઉપદેશકો માની બેસે છે, અને તેથી તે ઈશ્વરને કોઈક રીતે સ્થૂળપણે રજૂ કરવા માંડે છે અને તેની જ ભક્તિનો પંથ પકડે છે, ત્યારે દોષો નિર્માણ થાય છે. સમજપૂર્વક જોઈશું તો માલૂમ પડશે કે ધર્મને નામે જે ઝઘડાઓ થાય છે તે ખરેખર ઈશ્વરને માટે નથી હોતા; પણ તેમના દરેકે માનેલા પ્રતિનિધિ, પેગંબર વગેરેને માટે અને નામે હોય છે. જેમ લોકશાહીઓમાં એક રાજાને પદભ્રષ્ટ કરી બીજાને બેસાડવા ઝઘડા નથી થતા, પણ કોણ તેના પ્રધાન થાય તે માટે જ જુદા જુદા પક્ષો વચ્ચે ક્લેશ થાય છે, તેમ દરેકને પોતે સ્વીકારેલા ધર્માત્માને જ પરમેશ્વરના પ્રતિનિધિ કે પેગંબર તરીકે સ્વીકારાવવો હોય છે અને તેની જ આણ ચલાવવી હોય છે.

૧૧

ત્યારે ઈશુ અથવા આ દેશના કે પરદેશના અનેક ધર્માત્માઓ વિષે મનુષ્યે કેવો ભાવ રાખવો?

ઈશ્વર નામના કોઈ એક રાજા જેવું બળવાન દિવ્ય સત્ત્વ કોઈક ચમત્કારી રીતે અવતાર લે છે, અથવા પોતાના કોઈ માનીતા સત્ત્વને ખ્રિસ્ત કે પેગંબર નામીને મોકલે છે, એમ કોઈ નેયે વિષે માનવાની જરૂર નથી. પણ તે જગદ્‌-વ્યાપી ચૈતન્યશક્તિ જેમ મહાન સૂર્યમંડળ જેવાં પ્રચંડ પણ જડ રૂપમાં પ્રગટે છે; સિંહ અને હાથી જેવાં પ્રચંડ પણ પ્રાણી-રૂપમાં પ્રગટે છે; તેમ જ વિવિધ પ્રકારની શક્તિઓ ધરાવતા મનુષ્ય-રૂપમાંયે પ્રગટે છે. નેપોલિયન અને હિટલર તથા રાવણ અને હિરણ્યકશિપુ જેવા એક જાતનું પરાક્રમ કરનારા પુરુષો પણ એ જ શક્તિમાંથી પ્રગટ્યા છે. અને રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર જેવા બીજી જાતનું પરાક્રમ કરનારા પુરુષો પણ એ જ શક્તિમાંથી પ્રગટ્યા છે. પહેલા વર્ગના બળવીરો પણ જગતને કોઈ ને કોઈ જાતનો વારસો આપી ગયા છે. અને તેમનાં કામોનાં પરિણામો આખા જગતને લાંબો કાળ સુધી ભોગવવાં પડ્યાં છે. બીજા વર્ગના ધર્મવીરોએ પણ કોઈક જાતનો વારસો મૂક્યો છે. અને તેમનાં કામોનાંયે પરિણામો જગત ભોગવે છે.

પણ બીજા વર્ગે જે કાંઈ કર્યું છે તેમાં, તેમણે કોઈક વાર ભૂલો કરી હોય તોયે, જગતને તેમને વિષે એવો અનુભવ થયો છે કે. તેમણે પોતાની શક્તિ અને માહિતીજ્ઞાન પ્રમાણે વધારેમાં વધારે શુદ્ધ બુદ્ધિ રાખી માનવના હિતનો જ વિચાર કરીને પોતાનાં કામો કર્યાં. પહેલાને વિષે એથી ઊલટો

અનુભવ છે. આથી પહેલો વર્ગ દીર્ઘ કાળ સુધી ઇતિહાસમાં યાદ રાખવામાં આવે, તોયે તે સમગ્ર માનવજાતિનો આદર-પાત્ર નથી બની શકતો. જ્યારે બીજા વર્ગના પુરુષો બધાયે મનુષ્યના આદરપાત્ર જ રહે છે. તે ધર્માત્મા કહેવાય છે.

ઈશુ, મહંમદ, ગાંધી વગેરે એ ધર્માત્માઓ પૈકી છે. એમનાં કર્મો અને વાણીમાં દોષ હોય તો તે તેમની અપૂર્ણ સમજશક્તિ કે માહિતીજ્ઞાનને લીધે થયો હોય, એમની ખરાબ નિષ્ઠા (દાનત)ને લીધે નહિ. માટે જ તેમનાં ચરિત્ર અને વાણીમાંથી સત્પ્રેરણા મળે છે. એવી સત્પ્રેરણા મેળવવા તેમનાં ચરિત્ર અને ગ્રંથોનું આદરથી મનન કરવું અને વિવેક-પૂર્વક તેને અનુસરવું. નાનપણથી તેવાઓનાં ચરિત્ર અને વાણીનો વ્યાસંગ રાખવો અને તેમાંથી પ્રેરણા મેળવવી; પોતાના તથા બીજાઓના અનુભવો અને તેમના અને આપણા કાળ તથા સમાજ વચ્ચેના ભેદોને ધ્યાનમાં રાખી એમણે રજૂ કરેલા વિચારો અને દાખલ કરેલી રૂઢિઓ અને પ્રણાલિકાઓનો તારતમ્ય-બુદ્ધિથી સ્વીકાર અસ્વીકાર કરવાની તૈયારી રાખવી. આ જમાનાના એવા અધિકારી પુરુષને ઓળખવા અને અનુસરવા જેટલી બુદ્ધિની તાજગી ધરાવવી. અને તેથી કોઈનેયે ઈશ્વર કે ઈશ્વરના અવતાર, પ્રતિનિધિ કે પેગંબરરૂપે પૂજવા નહિ. ઈશ્વરનાં ધ્યાન અને વિચાર તો અંદર બહાર વ્યાપી રહેલી એક ગૂઢ ચૈતન્યશક્તિના રૂપમાં જ કરવાં. સાકાર કે નિરાકારપણે કોઈ પણ મર્યાદિત સ્થાનમાં તે પૂર્ણપણે છે એવી માન્યતામાં ઈશ્વરને બાંધી મૂકવો નહિ.

૧૨

ઈશુને 'માનવપુત્ર' અને ઈશ્વરપુત્ર' એવાં બે વિશેષણો લગાડવામાં આવે છે. પુત્ર શબ્દનો યહૂદી અને ખ્રિસ્તી પરંપરામાં ગમે તે અર્થ થતો હોય, આપણે તેને વધારે વિશાળ અર્થમાં સમજી શકીએ. પ્રાચીન કાળમાં આપણા દેશમાં ગુલામ સિવાયના બધા સેવકો પુત્ર શબ્દથી પણ સંબોધાતા. શિષ્ય પણ પુત્ર કહેવાતો, અને પુત્રને સેવક તરીકે ઓળખાવાનો રિવાજ હતો. માટે માનવપુત્ર અને ઈશ્વરપુત્ર એટલે આજની ભાષામાં કહીએ તો માનવસેવક અને ઈશ્વર-સેવક. એનો અર્થ એ કે માનવની — જગતની — સેવા દ્વારા ઈશ્વરની આરાધના કરનાર પુરુષ. ખ્રિસ્તી ધર્મનો જે વિશેષ ફાળો છે તે પણ આ જ છે. આગળ કહી ગયા પ્રમાણે બીજાં પ્રાણીઓનાં અજ્ઞાન અને દુઃખનું નિવારણ કરવા માટે પોતાના જીવનને અર્પણ કરવું, એ ખ્રિસ્તી ભક્તોએ વધારેમાં વધારે પ્રમાણમાં વિકસાવેલો ગુણ છે. ઈશુના જીવનચરિત્રમાંથી એ જ પ્રેરણા વધારેમાં વધારે લેવા જેવી છે. એનો આ લોક માટેનો વૈરાગ્ય કે પરલોક માટેની મમતા રોગી, દરિદ્રી, દુઃખી, પતિતને મદદ પહોંચાડતાં કે બાળક પર પ્રેમ કરતાં મોહનો ડર રાખતાં નહોતાં. એની ધર્મનિષ્ઠા તેવાં કામમાં શબ્બાથના દિવસથી કે આભડછેટથી ડરતી નહોતી. અને તે સાથે જ એવી સેવા કરતાં કરતાં તે માણસોનાં અંતઃકરણને સુધારવાનું તેને વિસ્મરણ થતું નહોતું. આવો ઈશ-માનવ-સેવાયોગ સૌ કોઈ એ શીખવા જેવો છે.

## શબ્દસૂચિ

(પુસ્તકમાં આવેલા વિદેશી શબ્દોના અંગ્રેજી પર્યાયો. કૌંસમાં જોડણીનો વિકલ્પ સૂચવેલો છે.)

ઇટૂરીઆ – Iturea કે Etruria
ઈરાન – Persia
ઈશુ – Jesus
એઝાયાહ – Ezias ( – sa )
એલીઝાબેથ – Elizabeth ( – s – )
કેપરનાઉમ – Capernaum
કોહેન – Kohen, a priest
,, હગ્ગાદોલ-High priest
ખ્રિસ્ત – Christ
ગેન્નેસેરેત – Gennesaret
ગેરિઝિમ – Gerizim
ગૅલિલી – Galilee
ઝખારીયા – Zacharia*h* ( – s )
ઝેલોત – Ze ( a ) lots
તંબૂનિવાસ – જુઓ સુક્કોથ
દશનગર – Decapolis
દાણી – a publican
દાવીદ (દાઉદ) – David
દીક્ષા – Baptism, °આપનાર Baptist
નૅઝેરેથ – Nazereth (-s-)
પિરિયા – Pir (a) ea
પૂજારી, મહા° – જુઓ કોહેન
પૅલેસ્ટાઈન – Palestin*e* ( – a – )
પેસાહ – Passover
ફૅરિસી – Pharisee
બેથલેહેમ – Bethlehem
બેથેની – Bethany
મારિયા – Mary
મિસર – Egypt
મુસા – મોશે – Moses
મૃતસર – Dead Sea
મેસાયાહ – Messia*h* (– s)
મોશે – જુઓ મુસા
યરુશાલેમ – Jerusalem
યહૂદી – Jew
યહૂદીયા – Jud (a) ea

# આ લેખકનાં અન્ય પુસ્તકો

| | |
|---|---|
| જીવનશોધન | ૧—૪—૦ |
| વિદાય વેળાએ | ૦—૮—૦ |
| ગાંધીવિચારદોહન | ૦—૮—૦ |
| ગીતાધ્વનિ | ૦—૧—૬ |
| નામાનાં તત્ત્વો | ૨—૮—૦ |
| કેળવણીના પાયા | ૧—૦—૦ |
| ઊધઈનું જીવન | ૦—૧૦—૦ |
| સહજાનંદ સ્વામી | ૦—૧૦—૦ |
| ગીતામંથન | ૧—૪—૦ |
| વાલ્મીકિનો જય | ૦—૬—૦ |

**નવજીવન પ્રકાશન મંદિર**
**અમદાવાદ**

## પ્રસ્થાન કાર્યાલયમાં પ્રસિદ્ધ થયેલાં

| | |
|---|---|
| રામ અને કૃષ્ણ | ૦—૮—૦ |
| બુદ્ધ અને મહાવીર | ૦—૬—૦ |
| સત્યમય જીવન | ૦—૧૦—૦ |

# ગાંધીજીનાં પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા ( ગુજરાતી લિપિમાં ) | ૧—૦—૦ |
| ,, ( નાગરી લિપિમાં ) | ૦–૧૪—૦ |
| ખરી કેળવણી | ૦–૧૨—૦ |
| કેળવણીનો કોયડો | ૧—૦—૦ |
| ધર્મમંથન | ૦–૧૨—૦ |
| વ્યાપક ધર્મભાવના | ૦–૧૪—૦ |
| ગોસેવા | ૦—૫—૦ |
| વર્ણવ્યવસ્થા | ૦—૬—૦ |
| અહિંસા | ૦—૮—૦ |
| અનાસક્તિયોગ | ૦—૨—૦ |
| गीतापदार्थकोष | ૦—૪—૦ |
| મંગળપ્રભાત | ૦—૧—૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦—૨—૦ |
| ‘ નીતિનાશને માર્ગે ’ | ૦—૪—૦ |
| યેરવડાના અનુભવ | ૦–૧૨—૦ |
| ગામડાંની વહારે | ૦—૧—૦ |
| હિંદ સ્વરાજ્ય (હસ્તાક્ષરમાં ખાદીનું પૂઠું ) | ૧–૧૨—૦ |
| ,, ( ,, સાદું પૂઠું ) | ૧—૪—૦ |
| ,, છાપેલું | ૦—૪—૦ |
| ગાંધીજીનું નવજીવન ( ચાર ભાગ ) | ૧૧—૦—૦ |
| ત્યાગમૂર્તિ અને બીજા લેખો | ૦–૧૨—૦ |
| ગીતાબોધ | ૦—૧—૬ |
| દ૦ આ૦ના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧–૨ | ૧–૧૨—૦ |
| સર્વોદય | ૦—૧—૬ |
| એક સત્યવીરની કથા અથવા સૉક્રેટીસનો બચાવ | ૦—૧—૦ |

**નવજીવન પ્રકાશન મંદિર**

**અમદાવાદ**